# પ્રેમની પીસ્તોલ

—: યાને :—

# બાયડી કે શાયડી

લેખક—

**શીવલાલ ત્રીભુવનદાસ મુ. વાંટાવદર**

પ્રકાશક—

**બુકસેલર જદુલાલ નારણદાસ**

**મુ. નડીઆદ**

સંવત ૧૯૮૫ ત્રીજી આવૃત્તિ

સન ૧૯૨૯ પ્રત ૧૦૦૦

113

સર્વ હક્ક સ્વાધીન

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપ્યું અને બુકસેલર જદુલાલ નારણદાસે નડીઆદમાંથી પ્રગટ કર્યું.

**કીંમત છ આના**

परिशिष्ट संग्रह

તૈયાર છે    તુરત ખરીદ કરો    તૈયાર છે

# મહાત્મા તુલસીદાસ



ભક્તિરસથી ભરપુર, નીતિનાં સિદ્ધાંતોનો સાગર ઉત્તમ બોધ આપનાર, ચમત્કારી દૃષ્ટાંતો સહીત મહા-ત્માનો પૂર્વજન્મ, જોશીની ભયંકર ભુલ, પરોપકાર વૃત્તિ, સતીએ પતીને કરેલો ભક્તિનો ઉપદેશ, પ્રેતની મુલાકાત, ખુની મહંત, સતીનું સ્વર્ગગમન, કેદખાનામાં ચમત્કાર, પત્થરના પોઠીઆએ ખાધેલા લાડુ, વીગેરે વીગેરે એક એકથી અધીક બોધક પ્રકરણોનો સમાવેશ કરેલો છે. કીંમત આઠ આના. ટાઈટલ ઉપર મહાત્માનો સુંદર ફોટો જોનારને ભક્તિ ઉપર અચળ શ્રદ્ધાનું જ્ઞાન આપે છે.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર જદુલાલ નારણદાસ**

**મુ૦ નડીઆદ**

॥ ॐ श्री तत्सत् ॥

# પ્રેમની પીસ્તોલ

## પ્રકરણ પહેલું

### સુંદરી કે સાપણ

જગમાં મેં જોયું દુષ્કરમાં દુષ્કર નારીને વશ કરવી રે !
લાખ ટકાનાં લાડ લડાવો આપો ધનની કુંચી,
પુલ શય્યામાં રાખો તોપણ કહેશે મુજને ખુંચી—જગમાં.
સુવર્ણ કયારે કસ્તુરીનું ખાતર દઇ પોષાય,
અમૃત પાશો તોય લસણની ગંધ કદી ના જાય !—જગમાં.
હાથી પર અંકુશ કર્યો, કરી ઘોડા કાજ લગામ,
સ્ત્રી અંકુશ કરવા ટાણે, શું હરિ ગયો તો ગામ ?—જગમાં.
( " ભીષ્મપિતામહ " નાટકમાંથી )

કૃષ્ણ પક્ષ !....વળી મધ્યરાત્રિ !....પછી અંધકારનું તો પુછવુંજ શું !....આખી સૃષ્ટિ ઉપર અંધકારનું આધિપત્ય પ્રસરી ગયું હતું. સર્વત્ર નિઃશબ્દતા કિંવા નિઃસ્તબ્ધતા વિસ્તરી રહી હતી. રૂદન કરી કરીને થાકી ગયેલા બાળકની પેઠે આકાશનાં આવાસમાં શાન્તિનાં અબીલ ઉછળી રહ્યાં હતાં. રજની રાણીની નયન કીકીમાંથી ભયંકરતાની ભસ્મ

ઉડી ઉડીને વિશ્વનાં વડલે પથરાઇ રહી હતી. સર્વત્ર સ્વામિ અને સુંદરી નિંદ્રા દેવીનાં લલિત અંકમાં લેટી રહ્યાં હતાં. પવનરાજ આખો દીવસ ઘુરકીને શાંતિનાં સદનમાં પોઢી ગયા હતા.

વાતાવરણનું વૃક્ષ શબ્દ શૂન્ય સ્થિર અડોલ ઉભું હતું ચારે દીશાઓની દીવાલોનાં શ્વાસોશ્વાસ વિરામી ગયા હતા. ગગનને ઉમરે ટગમગતા દેવ દીપકવૃંદ તારલાઓ જગતની સપાટી ઉપરના અંધકારના ઓઘને નષ્ટ કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. અંધકાર અંધકારના અબ્ધિમાં અંધકારનાંજ તરંગો ઉછળી રહ્યા હતા. તિમીરની અણદીઠ હીંડોળા ખાટમાં સારૂંએ જગત હીંચકા ખાઇ રહ્યું હતું.

આ સમયે એક સુવિશાળ દિવાનખાનામાં એક દંપતી વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થઇ રહ્યો હતો

“ નાથ ! ” ઘણુાજ ગળ્યા અવાજે પત્ની બોલી ! “ તમારા માતા પિતા જે બોલે છે તે હવે મારાથી સહન થઇ શકતું નથી ! ”

“ મારા માતા પિતા એવું શું બોલે છે કે જે તારાથી સહન થઇ શકતું નથી ? ” પુરૂષ બોલ્યો.

“ એનું એજ !....“ પત્ની મોં મરડતાં બોલી ! ” બીજું શું બોલે ? દરરોજનાં મેણાં !....”

“ શાનાં મેણાં ? ”

" કહે છે કે તારો ધણી નિર્માલ્ય છે. કમાવાની શક્તિ નથી. નાથ ! આ શબ્દો મારાથી શ્રવણ થઇ શકતા નથી. તમારા ઉપર નિર્માલ્યપણાનો આરોપ મુકાય છે ને મને કેમેય થઇ જાય છે ! "

" રમા !" પુરૂષ બોલ્યો ? " તેમાં ખેદિત શા માટે થાય છે ? શું હું નિર્માલ્ય છું ? મારામાં કમાવાની શક્તિ નથી ?...."પુરૂષના શરીરમાં પુરૂષાર્થની પ્રેરણા ગર્જી ઉઠી. તેના કપાલ પ્રદેશમાં ગૌરવની છટા તરવરી રહી. નાડીની શાખાઓમાં શક્તિનો ઘોષ ગર્જ્યો. જુસ્સા ભર્યા અવાજે તે વધુ બોલ્યો.

" બસ !....રમા ! વ્હાલી ! આવતી કાલેજ હું પરદેશ તરફ પ્રયાણ કરી જઇશ. મારા માતાપિતા આવું મેણું તને દરરોજ આપતા હતા તો આટલા દિવસ તેં કેમ મને જણાવ્યું નહિ ! હું નિર્માલ્ય નથી કે બાપ કમાઇ ઉપરજ તાગડધિન્ના કરૂં ?"

" નાથ ! આટલા દિવસ તો એ કારણથી મેં મેણાની વાત જણાવી નહિ કે કદાચિત તમે કૂપિત થાઓ ! પરંતુ જ્યારે આજે ઉપરાઉપરી મેણાં ખમવાં પડ્યાં ત્યારે મેં તમને જણાવ્યું છે. "

" ગાંડીરે ગાંડી !" પુરૂષે પત્નીનો હાથ દાબીને જણાવ્યું. " તારા જેવી સુંદરી ઉપર ગુસ્સે થવાની દુષ્ટતા

કોઇ દિવસ મેં કરી છે ?........કે તને મારા કોપનો ડર રહેતો હતો ?...."

રમાએ પોતાનું અર્ધ શરીર પતિદેવના ખોળામાં નાખી દીધું. રમાના ગાલની લાલિમાએ પુરૂષની રસવૃત્તિને ઉછાળી !

આવેશના ઉછાળામાં રમાના ગાલ ઉપર પાંચ સાત ચુમ્બનો થયાં. રમાના વદન ઉપર અનેરૂં રસ તેજ પ્રકાશ્યું તેના ગાલ અને ઓષ્ટ આછું આછું હસી રહ્યા. તેની આંખોમાં મોહનાંજન ઉછળ્યું ને તેનાં અણદીઠ છાંટણાથી પુરૂષની આંખો અંજાઈ ગઇ.

પુરૂષની રસવૃત્તિ ઉછળી. રમાએ પોતાના પતિને વધુ ને વધુ આકર્ષવા માટે ચેષ્ટાઓ કરવા માંડી. રમાનાં પતિનું નામ લાલદાસ હતું. લાલદાસના ગાલ ઉપર રમાની સુકોમળ કરાંગુલીઓએ ધીમેથી તમાચો માર્યો લાલદાસે રમાના તમાચાનો જવાબ શું આપ્યો વારૂ ?

રમાનો કટીપ્રાન્ત ઉપરનો અર્ધ દેહ પતિના ખોળામાં મુકેલો હતો. એકાન્તમાં વસ્ત્રાછાદનની દરકાર સ્ત્રીપુરૂષને હોતી નથી. રમાનો ઉન્નત છાતી પ્રદેશ ખુલ્લો હતો........ ....જવાદો...........સ્પષ્ટ લખવા જતાં કદાચ અસભ્યતાનો આરોપ વ્હોરવો પડશે.

લાલદાસનાં દિવાનખાનાંની દિવાલો ઉપર રાજામહા-

રાજાઓ અને ચુંબન મીમાંસાદી આલેખાયલી ચિતાકર્ષક છબીઓ સુવ્યવસ્થિત રીતે લટકાવવામાં આવેલી હતી. ભીંતો ઉપર ન્હાનાં પ્રકારની વેલડીઓ ચિતરવામાં આવેલી હતી; ને એ વેલડીઓનાં પત્રે પત્રે પક્ષીઓ બેસાડવામાં આવેલાં હતાં. દિવાનખાનામાં એક ઉમદા ગલીચા ઉપર એક બાજુએ એક સુન્દર ને સુવિશાળ પલંગ ગોઠવવામાં આવ્યો હતો, પલંગની નજીકમાં એક કોચ, અને એ કોચ ઉપર એક ચાંદીનો થાળ પડેલો હતો. એ થાળમાં દુધીનો હલવો, મોહનથાળ, જલેબી, સુતરફેણી, ઘારી, જાંબુ, મેસુર........અરે ! મોંમાં પાણી આવ્યું !........વધારે નામ લખવાનું બંધ રાખીએ, થાળમાં ભીન્નભીન્ન પ્રકારનાં ખાદ્ય પદાર્થો ગોઠવેલા પડ્યા હતા. થાળની બાજુમાં પાણીથી ભરેલો એક ચાંદીનો લોટો અને પ્યાલી પડયાં હતાં. કોચની પાસે એક સોફા અને એ સોફાની ઉપર એક સારંગી પડેલી હતી. પલંગની સહામી બાજુએ એક કાચનો કબાટ ગોઠવેલો હતો. એ કબાટમાં ઉત્તમ જરીઆન વસ્ત્રો ગોઠવેલાં હતાં. કબાટની પાસે એક આરામ ખુરશી પડેલી હતી, અને તેની પાસે રેશમની ગાદી અને તકીયો પડ્યા હતા. ગાદીની ઉપર એક ઝુમ્મર ઝુલતું હતું ને તેમાં દીપક પ્રજ્વલી રહ્યો હતો, દીપકમાં ઉચ્ચ પ્રકારનું અત્તર સળગતું હોઇ આખા દીવાનખાનામાં સુગંધીનો વિસ્તાર થઇ રહ્યો હતો.

રમા અને લાલદાસ રસના રત્નાકરમાં ઝુલતાં હતાં. ક્યાં સુધી એ યુવાન દંપતીનાં દેહો રસવૃત્તિને પોષણ આપી રહ્યા, જ્યારે રમાના શરીરમાંથી અત્યંત પ્રસવેદ છુટયો ત્યારે રસદીપક બુઝાઈ ગયો !

અને રમા પલંગ ઉપરથી નીચે ઉતરી અને સોફા ઉપર પડી. લાલદાસ બોલ્યો.

"શું સારંગી વગાડવાની ઇચ્છા છે ?"

"તમારી ઇચ્છા હોય તો.........."

"લે એકાદ ગાયન ગા !" લાલદાસે આજ્ઞા આપી.

રમા સહેજ હસી અને પાસે પડેલી સારંગીને તેણે હાથમાં લીધી. ચંપાની કળીશી તેની કોમળ કરાંગુલીઓ સારંગીના તાર ઉપર ફરવા લાગી. સારંગી પણ આનંદમાં આવી ગઈ હોય તેમ અત્યંત રણકાર કરી રહી. સુર મેળવીને રમાએ 'લલીતમુગ્ધા'નું નીચેનું ગાયન મધુર સ્વરે લલકાર્યું.

"આવો મનમોહન ! આ યૌવન બગીચો બતાવું !
"બગીચો બતાવું ! મોહન પુષ્પે વધાવું !
"પ્રેમની ધ્વની લગાવું ! હે પ્રેમની અલખ જગાવું ! મન૦
"આમ્રથી મીઠાં ફળ મોહન ચખાડું !
"પ્રેમની ભુરકી લગાડું ! હે ! નયનેનયન નચાડું ! મન૦
"શેતુરથી મીઠાં ફળ વ્હાલા ! ધરાવું !
"અધરરસપાન પીવાડું ! હે ! અધરરસપાન પીવાડું–મન૦

"હૃદય સરોવરની શિતળ પાળે !
" પ્રીતિને પંખે પોઢાડું ! હે ! પ્રેમજળે છાંટી જગાડું મન૦

સારંગીનો રણકાર શમ્યો....રમા પલંગમાં ગઇ ! દીપ જ્યોત સતેજ થઇ ! દંપતીનાં દેહો રસોદધિમાં ડુબી ગયા !....ને....ને વિષય વીણાનો તાર રણકી રહ્યો ?

## પ્રકરણ બીજું

### અમૃત કે ઝેર

" પિતાજી ! આજે હું પરદેશ જવાનો છું ! "

" પરદેશ ? "

" હા. "

" પરદેશ શા માટે જવું છે, લાલદાસ ! "

" કમાવા માટે ! હું નિર્માલ્ય નથી પરન્તુ કમાવાની શક્તિવાળો છું એવી તમને ખાત્રી કરી આપવા માટે ! "

" પણ તને કોણે નિર્માલ્ય કહ્યો ? "

દરરોજ કહો છો !-તમે કહો છો ! શું હું નિર્માલ્ય છું કે તમારી એ ટકોર હું સાંખી લઊં ? બસ ! આજેજ હું ચાલ્યો જઈશ ! ને પુષ્કળ દ્રવ્ય સંપાદન કરીને પાછો આવીશ ! તમારી મિલ્કત ઉપર તાગડધિન્ના હું નહિ કરૂં ! "

" લાલદાસ ! તું આ શું બોલે છે ? મેં તને ક્યારે નિર્માલ્ય કહ્યો ?....આપણી પાસે પુષ્કળ દ્રવ્ય છે ને તે જીંદગી સુધી ખૂટે તેમ નથી !....માટે તારે ક્યાંય જવાનું નથી. તું એકનો એક !....અમારી આંખ આગળથી દૂર શા માટે રહે ? તને જોઇએ તેટલું દ્રવ્ય હું આપીશ ! ખા, પી ને મોજ કર........કમાવાની લેશ પણ ચિન્તા તારે કરવાની નથી !

" પિતાજી ! મારે મોડે આવી વાત કરો છો ને મારી ગેરહાજરીમાં તમારી પુત્રવધુ સાંભળે તેમ મને નિર્માલ્ય અને અશક્ત કહી નિંદો છો !....માટે હું પરદેશ જવા માગું છું ! કૃપા કરી મને રજા આપો !

" લાલદાસ ! તું મારો એકનો એક પુત્ર છે ! મુજ આંધળાની તું આંખ છે, મુજ અપંગની તું લાકડી છે, તારામાં મારૂં સર્વસ્વ છે, ને તું મારાથી એક ઘડી પણ દૂર જાય તો મારી શું સ્થિતિ થાય ? ને વળી ધન્યોપાર્જન માટે પરદેશ જવા માગે છે ? શું આપણી પાસે દ્રવ્ય ઓછું છે ?

" પુષ્કળ છે ! પિતાજી ! પણ તે બાપ કમાઈ છે. આપ કમાઇથી મેળવેલા દ્રવ્યમાં મોજ માણવી એવો મેં નિશ્ચય કર્યો છે ને તેથી કાંઈપણ ગ્લાનિ કે સંકોચ વિના તમે મને રજા આપો ? "

 ૧૪૭૩૩

"લાલદાસ! પણ તું નાહક હઠ કરે છે. તને દુર મોકલવાની મારી હિંમત કેમ ચાલે વારૂ?"

શા માટે ન ચાલે? શું દીકરા પરદેશમાં ન જાય?

"પણ તું......."

પિતાજી! તમે ગમે તેમ કરશો પણ મારો વિચાર હું ફેરવનાર નથી. માટે થોડામાં સમજી મને રજા આપો. તમારા આશિર્વાદથી હું પુષ્કળ દ્રવ્ય એકત્ર કરીશ ને પાછો વેળાસર તમારી પાસે રજુ થઇશ."

"લાલદાસ! જો તારો પરદેશ જવાનો જ વિચાર હોય તો નિરૂપાયે-લાચારી પૂર્વક હું તને રજા આપુ છું, ને તને આશિર્વાદ આપું છું કે તને પુષ્કળ ધન મળો ને પાછો સુખરૂપ વેળાસર આવજે, બેટા!"

લાલદાસના વૃદ્ધ પિતાએ નિરૂપાય પુત્રને પરદેશ જવાની રજા આપતાં ઉપર્યુક્ત શબ્દો ઉચ્ચાર્યા, ત્યાં લાલદાસની વૃદ્ધ માતા આવી પહોચ્યાં. લાલદાસે હાથ જોડીને માતાની રજા માગી. માતાના વ્હાલનું વર્ણન કરવાની શક્તિ જગતની કઇ શક્તિમાં છે?

વૃદ્ધ માતા રડી પડ્યાં. લાલદાસે હઠાગ્રહ જારી રાખ્યો પિતાની પેઠે નિરૂપાયે માતાએ પણ રજા આપી. માતાપિતાની રજા લીધા પછી લાલદાસે પરદેશ જવાની સર્વ સામગ્રીઓ તૈયાર કરવા માંડી.

લાલદાસ પરદેશ જવાનો છે એવી વાત તેના મિત્ર મંડળમાં ફેલાઈ ગઇ. સઘળા મિત્રોએ આવીને તેને વિદાયગીરીનું માન આપ્યું, ને વળતી વખતે દરેક મિત્રે એકાદ ચીજ પોતાને માટે લેતા આવવાનું કહ્યું. મિત્રો માટે લાવવાની ચીજોની યાદી લાલદાસે ડાયરીમાં નોંધી લીધી. મિત્રોને મળી લીધા પછી તે રમાની રજા માગવા આવ્યો. રમા એ વખતે કોઇ ગહન વિચાર સાગરમાં છેક તળીએ ડુબી ગઇ હોય તેમ બેઠેલી હતી પતીને જોઇ તે ઉભી થઇને વીણાં વિનાંદત સ્વરે બોલી !

"પધારો નાથ !"

રમા ! પરદેશ જવાની તૈયારી થઇ ચુકી છે. વડીલ માતા–પિતાની રજા લઇ લીધી, મિત્ર મંડળને મળી લીધું; ને હવે પ્રયાણ કરવાને વિલંબ થોડોજ છે, ને જતા પહેલાં તારી મુલાકાત લેવા આવ્યા છું."

ચ્હેરા ઉપર વ્યાકુળતા દર્શાવીને રમા બોલી; નાથ ! શું તમે પરદેશ જશો ? પાછળ મારૂં શું ? તમારો વિયોગ હું શી રીતે સહન કરી શકીશ ?

"રમા ! તું વ્યાકુળ ન થા; સંયોગનું મુલ્ય સમજવા વિયોગની પણ જરૂર છે."

"નાથ તમારી આગળ વાત કરીને હાથે કરીને વિયોગ વ્હોરી લીધો છે; મેં તમને તે મેણાંની વાત ન કરી હોત તો ?"

રમાએ આંખમાં આંસુ ઉભરાવ્યાં; લાલદાસ પણ ગળગળો થઇ ગયો; રમા સુન્દરીથી દુર જતાં તેનું કાળજુ વલોવાઇ જતું હતું; પરન્તુ આપ કમાઇ મેળવવાની પ્રેરણાની પ્રબળતા વિશેષ હતી; રમાની આંખનાં આંસુ લુછતો તે બોલ્યો.

"રમા ! તું રડ નહિ ! શાંત થા ! મને રજા આપ ! તને રડતી જોઇ મને દુઃખ થાય છે ને મારૂં હૃદય પણ ભરાઇ આવે છે. અત્યારે તો તારે હસ્તે વદને મને રજા આપવી જોઇએ."

"નાથ ! કાળજુ કપાતું હોય ને મોં ઉપર હાસ્ય ક્યાંથી આવે....કૃપા કરી પરદેશ જવાનો વિચાર ન માંડી વાળો ?"

"રમા ! બે મહીનામાં તો હું પાછો ફરીશ. એટલા ટુંક વિયોગને તારે સહન કરી લીધેજ છુટકો છે."

"નાથ ! બે મહીના કેવી રીતે પસાર થાય ?"

બે મહીના તો જોત જોતામાં પસાર થઇ જશે. રમા ! આંસુ લુંછી નાંખ ! મોં ઉપર હાસ્ય ફરકાવ !....ને એક ચુંબનની મારી તૃષાને છીપાવ ?"

રમાએ પાલવ વતી આંસુઓ લૂછી નાખ્યાં, જાણે મહા પ્રયત્ને હસતી હોય તેમ તે હસી, રમાના હાસ્યે લાલદાસના ઓષ્ઠોને ઉશ્કેર્યો. રમાનં સુકોમળ શરીર લાલ-

હાસે છાતી સાથે ચાંપ્યું–જોરથી ચાંપ્યું અને ગાલ તેમજ ઓષ્ઠ ઉપર બે ચાર ચુંબનો કર્યાં.

" રમા ? બોલ, પરદેશમાંથી તારા માટે શું લાવું ? "

" શું લાવશો ? "

" તું જે કહે તે. "

" હું કહીશ તે તમે લાવશોજ નહિ ! "

" કેમ વારૂ ? મારા બધા મિત્રોએ એક એક ચીજ મંગાવી છે તે શું હું નહિ લાવું ? "

" મિત્રો માટે તો લાવશો...."

" ને તારે માટે નહિ લાવું કેમ ?....ગાંડીરે ગાંડી ! પરદેશમાંથી લાવવાની ચિજોની મેં યાદી લખી છે; ને તારા માટે લાવવાની ચિજ તે યાદીમાં ઉમેરવાની છે ! "

" હું મંગાવું તે જરૂર લાવશો ? "

" હા, "

" પણ........'

" રમા ! પણની વાત જવાદે ! જે મંગાવવું હોય તે કહી દે લખેલી યાદીમાં તે ચીજ ઉમેરી દઉં ! "

" એમ ? "

" હા "

" પણ હું એક એવી ચીજ માગીશ કે તે તમને મળશે નહિ તો ? "

" એવી એક પણ ચીજ નથી કે જે દ્રવ્ય ખરચતાં ન મળે ! કરોડ રૂપીઆ આપીને પણ તારી ચિજ હું જરૂર લાવીશ, બોલ પછી ? "

" કરોડ રૂપીઆ આપશો છતાંય નહિ મળે તો ? "

" હવે લાંબી લાંબી વાતો જવાદે ! ને જે મંગાવવું હોય તે ત્વરા પુર્વક કહી નાખ ! "

" ઠી....ક; ત્યારે મારા માટે એક " **સ્રીચરીત્ર** " લાવજો ! "

રમાએ પોતાને જોઇતી ચીજનું વિચિત્ર નામ આપ્યું. ભોળા હૃદયનો લાલદાસ કાંઇ પણ ભેદ સમજી શકયો નહિ. " સ્રીચરીત્ર " નામની કોઇ ચીજ હશે એમ ધારી ને તેણે ડાયરીમાં એ નામ લખી લીધું અને પછી રમાને ઉદ્દેશીને તે બોલ્યો.

" તારી ચીજ હું જરૂર લાવીશ ! "

" મળી શકશે ? "

" પૈસા આગળ બધુંએ મળી શકે છે ? "

" સ્વામીના ભોળપણ ઉપર રમાએ ગુપ્ત હાસ્ય ફેંકયું ! લાલદાસ રજા માગતો બોલ્યો.

" રમા ! હવે હું રજા લઉ છું ! પુનઃ મળીએ ત્યાં સુધી પ્રેમ પ્રણામ ! "

રમાની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં લાલદાસની કોટે વળગીને દુઃખિત સ્વરે તે બોલી !

" નાથ ! બસ જશોજ ? "

" હા. "

" પાછા ક્યારે આવશો ? "

" બે મહીના પછી "

" બે મહીના ઉપર થશે તો .......હું ઝુરી ઝુરીને મરીશ ! "

રમા ! બે મહીના ઉપર એક દિવસ પણ થવા દઈશ નહિ; તું લેશપણ ખેદિત ન થા અને મને વિદાય આપ ! "

" નાથ ! મારી જીભ 'જાઓ' એમ બોલી શક્તી નથી ! "

" તો 'જાઓ' ને બદલે બોલ....પધારો ! " હસતાં હસતાં લાલદાસ બોલ્યો.

'જાઓ' અને 'પધારો' એ બે શબ્દમાં કાંઇ ફેર છે ? "

" ફેરતો નથી; બન્ને શબ્દનો અર્થ એકજ છે. પરંતુ જ્યારે તું કહે છે કે તારી જીભ 'જાઓ' બોલી શક્તી નથી; તો હું કહું છું કે 'જાઓ' ને બદલે બોલ કે 'પધારો. "

" નાથ તમને અત્યારે હસવું આવે છે પણ મારા હૃદયમાં વજ્રથી પણ કઠીન આઘાત થઇ રહ્યો છે. આહ ! તમારા વીના મારા દીવસો શી રીતે જશે ? "

"રમા ! તને કેટલી વખત કહેવું ? તું દીલગીર થા નહિ. આ વખતે તો તારે હસીને મને રજા આપીજ દેવી જોઈએ."

"મારા ઉપર વિયોગનો માર ઝઝુમે ને હું હસું ?

"હા."

"પણ હસવું આવતું નથી, નાથ !"

"રમા !" ત્યારે હું જઈશ હસીને વિદાય આપી હોત તો મારૂં દીલ રાજી રહેત ! પણ ખેર !

"શું તમને દુઃખ થાય છે ? ત્યારે મારી વેદના દાબી દઈને હું હશું છું બોલો હવે ?"

અને રમાનાં વદન ઉપર હાસ્યની ભરતી ઉછળી. લાલદાસ સ્હામું હસ્યો.

"રમા ! બસ ! તારી સ્મિતમંડિત મુખમુદ્રા નિહાળીને હવે હું જઇશ."

અને એમ બોલીને લાલદાસ દિવાનખાનાની બહાર નીકળતો હતો ત્યાં રમા બોલી ઉઠી,

"નાથ ?....આવો ! એક વખત હજી ભેટી લઇએ."

"લાલદાસનાં પગલાં રમા તરફ વળ્યાં. રમાએ બાહુ પ્રસાર્યા લાલદાસને તેણે બાથમાં લીધો અને લાલદાસે પણ રમાનાં શરીરને બાહુપાશમાં બદ્ધ કર્યું"

કેટલીક પળો સુધી એ દંપતી એક બીજાને ભેટી

રહ્યાં અને રમાને એક પ્રતાપી ચુંબન કરીને લાલદાસ બહાર નીકળી ગયો.

"અને મુહુર્ત ટાઈમે લાલદાસે પરદેશ તરફ પ્રયાણ કરી દીધું."

# પ્રકરણ ત્રીજું

## કીસ્મતની કરામત

ગ્રીષ્મઋતુ !....અને મધ્યાન સમય ! પછી તાપનું તો પૂછવુંજ શું ? પ્રભાકરનાં પ્રખર કીરણો વડે આખું જગત તપ્ત બની ગયું હતું. પૃથ્વી રાણીનું શરીર તાપની આગમાં દગ્ધ થતું હતું સમય બડો આકરો હતો. કોની તાકાત કે ભૂમી ઉપર ઉઘાડો પગ મુકી શકે ? ચારે દિશાઓ ઝેંઝોં સોંસોં કરી રહી હતી.

આ સમયે આપણો કથા નાયક લાલદાસ સુંદરપુરની બજારના ચોકમાં આવીને ઉભો રહ્યો ઘર છોડયાને આજે છઠો દિવસ હતો. સુંદરપુર વ્યાપારને માટે સારૂં છે એમ ધારીને તેણે પહેલ વહેલું ત્યાં જવાનું પસંદ કર્યું; અને ત્યાં ન ફાવે તો પછી અન્ય સ્થળે તપાસ કરવાનો તેણે વિચાર કરેલો હતો નોકરીની પરતંત્રતા, કિંવા પરાધિનતા વહોરવા પ્રતિ તેને ઘૃણા ઉત્પન્ન થાય એ સર્વથા સ્વાભાવિક

જ છે. કારણુ કે તે શ્રીમંત ગૃહસ્થનું ફરજંદ હોઇ અત્યાર સુધીનું જીવન તેણે વૈભવ વિલાસમાં જ ગાળેલું છે; ને હવે પછી એકદમ મહેનત કરવા જેવી ઉતરતી પંક્તિમાં મુકાવું એવી વૃત્તિ તેને ઉદ્દભવેજ કયાંથી? ને વળી નોકરીમાં ઉપાર્જન પણુ શું થવાનું હતું? કહેવત છે કેઃ—

“ વહેપારે લક્ષ્મીનો વાસ ”

એ ન્યાયે લક્ષ્મીનો વાસ તો વહેપારમાં છે. તેથી વહેપારની દિશા પ્રતિ લાલદાસનું લક્ષ ખેંચાયું હતું. એક લાખ રૂપીઆની મીલકત તેણે સાથે જ લીધી હતી ને તેથી વહેપાર કરવામાં નાણાં સંબંધી અગવડતાથી તે મુક્ત હતો.

મધ્ય બજારમાં તે ઉભો હતો. વહેપારીઓનું એક મંડળ તેની પાસેથી નીકળ્યું એ મંડળમાંના એકે લાલદાસને જોઇને પ્રશ્ન કર્યો.

“ શેઠ? કયાં રહેવું? ”

લાલદાસે ઉત્તર આપતાં કહ્યું.

“ હું મણીપુર રહું છું.”

“ અહિં કાંઈ વહેપાર અંગે આવવું થયું છે? ” એક વહેપારી વાણીઆએ પ્રશ્ન કર્યો.

“ હાજી! ” લાલદાસે નમ્રતા પૂર્વક ઉત્તર આપ્યો.

“ જરા આવોને! આપણી દુકાને! ” એમ કહીને

એક જણે પોતાની દુકાને આવવાનું આમંત્રણ આપતાં એ પ્રશ્ન કર્યો.

લાલદાસ તે દુકાનદારની સાથે ગયો. બીજા વહેપારીઓએ કાંઈ ધ્યાન ખેંચ્યું નહિ. થોડીવારે ઉભય એક દુકાનમાં આવી પહોંચ્યા.

" આપનું નામ શેઠ ? " લાલદાસે પ્રશ્ન કર્યો.

" હરકીશન " દુકાનદારે ઉત્તર આપ્યો.

" ને આપનું નામ ? "

દુકાનદારે સોપારી કાતરતાં પ્રશ્ન કર્યો.

" મારૂં નામ લાલદાસ."

" વારૂ...કયા વહેપારને અંગે આપનું અહિં આવવું થયું છે ? "

ગોળ જેવા ગળ્યા સ્વરે હરકીશને કહ્યું.

યુક્ત પ્રશ્નના જવાબમાં લાલદાસે પોતાની હકીકત હરકીશન આગળ રજુ કરી, પોતે એક શ્રીમંત ગૃહસ્થનું ફરજંદ છે; ભાગ્ય પરીક્ષા કરવા માટેનું આ પ્રયાણ છે. વિગેરે લાલદાસે કહ્યું.

આ બધું લક્ષથી સાંભળી લીધા પછી હરકીશને કહ્યું.

" લાલદાસ શેઠ ? હું એક વ્યાપાર બતાવું, તેમાં પુષ્કળ કમાઈ છે. પરન્તુ તેના માટે થોડી રકમ જોઈએ એમ છે."

" કેટલી રકમ જોઇએ ?"

" પચાસ હજાર."

" ને કયો વેપાર ?"

" જુઓ ! શેઠ ! અહિં....અફિણ....ઘણું જ સસ્તુ મળે છે, ને એક સામટું ખરીદીને, વહાણ માર્ફતે અફીણ ....ચંદ્રપુરમાં અફીણનો ભાવ અતિશય તેજ છે.

આ વહેપાર....અહિંના વ્યાપારીઓના ખાસ ધ્યાનમાં છે; પરંતુ કોઇની પાસે પચાસ હજાર રૂપીઆ નહિ હોઇ સૌ કોઇ ચુપાચુપ બેસી રહ્યા છે.

" હરકીશન શેઠ !" લાલદાસ બોલ્યો " જો એ પ્રમાણે હોય તો પચાસ હજાર તેમાં હું રોકી શકું એમ છું,"

" અરે ! શેઠ ! પચાસ હજારના પાંચ લાખ રૂપીઆ મળશે."

" ઠીક ત્યારે; તમારા વિશ્વાસ ઉપર સાહસ હું ખેડું છું. ને સાથે ભાગ્યનો પાસો સવળો પડશે તો તેના કારણભૂત તમે થશો.

" એ શું બોલ્યા શેઠ ? વાણીયા વાણીયાને સારો રસ્તો સુઝાડે નહી તો તે કેટલી નીચતા કહેવાય ? આ મોટા નફાવાળો વહેપાર મેં આપને બતાવ્યો. આપને નફો મળે ત્યારે આ ગરીબ દુકાનદારને ભુલી ન જશો એટલુંજ મારે કહેવાનું !"

" શેઠ ! જ્યારે હું કમાઈને પાછો ફરીશ ત્યારે હું તમને સારૂ ઈનામ આપીશ ને અત્યારે પણ હું તમને આ ન્હાનું ઇનામ આપું છું તે સ્વીકારશો."

એમ કહીને લાલદાસે ગજવામાંથી નોટોનું એક બંડલ કાઢ્યું અને હરકીશન શેઠના હાથમાં મુકયું. હરકીશને બંડલ તોડયું તો અંદરથી હજાર હજારની દશ નોટો નીકળી !

" આટલી મોટી રકમ !.......દશ હજાર !.......મને બક્ષીસ ! " હરકીશન બોલી ઉઠયો.

લાલદાસે કહ્યું—" હા. આ દશ હજાર હું તમને અત્યારે બક્ષીસ આપું છું ને તમારા કહેવા પ્રમાણે મને સારો નફો મળશે તો બીજું ઇનામ હું એ વખતે આપીશ બાકી પણ પચાસ હજારનું અફીણ અહિંથી ખરીદીને વહાણમાં ભરી દેવાની વ્યવસ્થા તમારેજ કરી આપવી પડશે."

" હાજી ચાલો મારી સાથે ! અફીણની ખરીદી હમણાંજ કરી લઇએ."

" હા ચાલો."

બન્ને જણા બેચાર દુકાનોએ ફર્યા. પચાસ હજારનું અફીણ બે કલાકમાં ખરીદી લીધું. ને મજુરો મારફતે તેજ વખતે વહાણમાં ભરી દેવડાવવામાં આવ્યું.

લાલદાસે હરકીશન પાસે રજા માગી પરંતુ હરકીશનદાસ બીજે દિવસે જવાનું કહી તે દિવસે પોતાને ત્યાં

રહેવાના આગ્રહનો વિવેક કરી બતાવ્યો. લાલદાસે ઘણી ના કહી પરન્તુ હરકીશનના અત્યંત આગ્રહને પરિણામે લાલદાસે તે દિવસ સુંદરપુરમાં નિર્ગમન કર્યો.

પ્રભાત થતાંજ વહાણ હંકારવામાં આવ્યાં ભાગ્યનો દાવ અજમાવવાનો લાલદાસનો આ પ્રથમજ પ્રયાસ હતો. સુંદરપુર અને ચંદ્રપુર વચ્ચે દરીયો આવેલો હતો ને તેને ઓળંગીને ચંદ્રપુર જવા માટે એક પખવાડીયું થવાનું હોઇ સુંદરપુરમાંથી ખાદ્ય સામગ્રીઓ લાલદાસે વહાણમાં નાંખી દીધેલી હતી.

દરીયાના પાણીમાં ડોલતું વહાણ ચંદ્રપુર તરફ જવા ઉપડી ગયું ને આપણે પણ એ વહાણની પાછળ જવું પડશે.

---

# પ્રકરણ ચોથું

## દાવ પેચની દુનીયા.

ચંદ્રપુરમાં ગુલાબ નામે એક વેશ્યા રહેતી હતી; બહારગામથી વ્યાપારાર્થે આવનારાઓને યુક્તિ પ્રયુક્તિ, કરીને તે લુંટી લેતી હતી; કોઇ કોઇ વખત હજારોનો માલ, નામની કીંમત આપીને તે ખરીદી લેતી હતી; કોઇને પણ ઠગ્યા વિના તે છોડતી નહિ; ને કોણ જાણે એનામાં એટલી અઘાત આવડત હતી કે કોઇપણ ઉપાયે તે કુશળમાં કુશળ વ્યાપારીઓને પણ ઠગી જતી હતી.

હરરોજ ત્રણ વખત તે દરિયા કિનારે આવતી ને દુરથી કોઇ વ્હાણુને આવતું જોતી તો તેની અંદરના માલને હસ્તગત કર્યા પછી જ અન્ય વ્યવસ્થામાં તે જોડાતી. આજે બપોરે દરિયા કિનારે તે ફરતી હતી; તેની સાથે તેની સખી ચંબેલી હતી; બન્ને સ્ત્રીઓ કિનારે ઉભી રહીને આજુબાજુ દૃષ્ટિ કર્યાં કરતી હતી. થોડીવારે તેમની દૃષ્ટિ મર્યાદામાં એક વહાણુ આવ્યું તે જોઇને ગુલાબ બોલી.

" પેલું....વહાણુ આવ્યું જણાય છે, કેમ ? "

" હા. "

" આજે પરમાત્માએ શિકાર મોકલ્યો ખરો ? જો એ વહાણુ કોઇ વેપારીનું હશે; ને તેમાં માલ લાદેલો હશે; તો ગમે તેમ કરીને પણુ હું તે મારે સ્વાધીન કરીશ."

આ પ્રમાણે તે બન્ને સખીઓ વચ્ચે વાર્તાલાપ થતો હતો; ત્યાં વહાણુ નજીક આવતું જણાયું છેક નજદીક આવતાં અફીણુના ગોટાઓ ગુલાબના જોવામાં આવ્યા; ક્ષણુવાર સ્થિર ઉભી રહીને તેણે યુકિતનો વિચાર ઘડી લીધો. ચંબેલીને તેણે કહ્યું.

" ચંબેલી ! દોડતી જા; બજારમાંથી અફીણુના બે ચાર ગોટા લઇ આવ ? "

ચંબેલી તુરત દોડી ગઇ અને થોડી વારમાં અફીણુ લઇને પાછી આવી.

ગુલાબે અફીણુ લઇને સળગાવ્યું. ને તેની ઉપર એક તપેલી મૂકી.

અફીણુ સળગતાં તેમાંથી વાસ વછુટી. કિનારે ઉતરી ને ઉભા રહેલા લાલદાસની નાસીકા ઉપર તે વાસ પડી. તે ચમકયો. જે બાજુથી વાસ આવતી હતી તે બાજુ તરફ તે ચાલ્યો. જ્યાં ગુલાબ અફીણુ સળગાવતી બેઠી હતી; ત્યાં તે આવ્યો ને બેલ્યો.

" આ શું સળગાવેલું છે ? "

" અફીણુ. "

" અફીણુ શા માટે સળગાવો છો ? "

" અમારે ખાવાનું પકાવવું છે ! "

" ખાવાનું પકાવવા માટે અફીણુ સળગાવો છો ? શું ગામમાં લાકડા મળતા નથી ? "

" શેઠ ! " ગુલાબે કહ્યું. " આ શહેરમાં લાકડાં મળતાં નથી; એમ નથી કીન્તુ લાકડાં તો પુષ્કળ પ્રમાણમાં મળે છે પરંતુ જે ભાવથી લાકડાં મળે છે તે ભાવથી અફીણુ પણ મળે છે. તો પછી શા માટે લાકડાં સળગાવવાં ? "

લાલદાસના હોંશ ગગડી ગયા. પેટમાં ફાળ પડી. તે ગભરાયલા સ્વરે બોલી ઉઠયો.

" શું અફીણુ અહીં લાકડાના ભાવે વેચાય છે ? "

" હા. "

" ત્યારે તો ગજબ થયો ?" એમ કહીને લાલદાસે કપાળમાં કર પછાડયો.

ગુલાબ તેની પાસે આવી અને બોલી.

" શેઠ ! ગભરાઓ નહિ ! વાત તો કહો; કે શું છે ! શાનો ગજબ થયો ?"

" પચાસ હજારનું અફીણ લઈને હું અહીં આવ્યો છું. ચંદ્રપુરમાં અફીણનો સારો ભાવ મળે છે એવું સાંભળી ને હું અહીં આવ્યો છું. શું ખરેખર અફીણ લાકડાંને ભાવે વેચાય છે ?"

" ખરેખર નહિ તો ખોટું ?" ગુલાબ બોલી ! " ખોટું કહેવામાં અને એ રીતે કોઈનું મન દુભવવામાં મને શું લાભ ?"

" ત્યારે હવે હું શું કરીશ ?" એમ બોલીને લાલદાસ દીલગીરીનો ભાવ મહોડા ઉપર ધારણ કરી રહ્યો.

" ગભરાઓ નહિ શેઠ ? " ગુલાબ બોલી !" હું તમને એક રસ્તો બતાવું"

" શુ ?"

અફીણ મને આપો ! ....છેક લાકડાનો ભાવ નહિ પરંતુ..........'

'શું આપી શકો ?"

'ભાવતો નહી !.... એક ઘડો ભરીને સોના મહોર હું આપું ને બધું અફીણ મને આપી દ્યો.

લાલદાસે વિચાર કર્યો. લાકડાના ભાવે અફીણુ વેચાય તેના કરતાં એક ઘડો ભરીને સોનામહોર લેવી એ સારૂં છે આ પ્રમાણે વિચાર કરીને તેણે ગુલાબને કહ્યું ' એક ઘડો ભરીને સોનામહોર મને આપો ને વહાણમાંનુ અફીણુ તમને સ્વાધીન કરૂં "

'ભલે આપની ખુશી ! "

ગુલાબના હૃદયમાં હર્ષોર્મીઓ ઉછળી રહી. લાલદાસ જોઇ શકે નહી તેમ તેણે ચંબેલી તરફ આંખ મારી અને પછી કહ્યું.

" ચંબેલી ! જા; કાગળ વિગેરે લઇ આવ ! "

ચંબેલી ગઇ; તે આવી એટલા સમય સુધીમાં લાલદાસે પુષ્કળ વિચારો કર્યા. ચંબેલી આવીને કાગળ અને લખવાનાં સાહિત્યો રજુ કર્યા.

ગુલાબ લાલદાસ તરફ દાવ સાધીને બોલી.

" શેઠ ! આપની ઈચ્છા હોય તો..........લ્યો આ કાગળ ! ને લખી આપો. "

" પણુ હું આવી રીતે લખી આપીશ. "

" કેવી રીતે ? "

" હું જ્યારે માગું ત્યારે એક ઘડો ભરીને તમારે પુરૂ પાડવું. "

" તેમ લખો તો પણુ મને કશી હરકત નથી તમારે જોઇએ ત્યારે ઘડો ભરી જજો. "

અને પછી લાલદાસે દસ્તાવેજ કરી આપ્યો. દસ્તાવેજમાં તેણે મોટા અક્ષરે લખ્યું કે:—

"એક ઘડો ભરીને હું જ્યારે માગું ત્યારે પુરૂં પાડવાનું."

આ વાક્યનું રહસ્ય ગુલાબ કાંઇ સમજી શકી નહી. લાલદાસે સહી કરી આપી અને વહાણ ગુલાબને કબજે સોંપી દીધું. ગુલાબ વહાણમાંનું અફીણ પોતાને મુકામે પહોંચાડવાની ખટપટમાં પડી અને લાલદાસ શેઠ દરિયાનો કિનારો છોડીને ચંદ્રપુર શહેરના બજાર તરફ રવાના થયા.

માર્ગમાં તે ભાગ્યની નિંદા કરવા લાગ્યો અને તેની સાથે પેલા હરકીશનદાસ શેઠ ઉપર તેને ગુસ્સો આવ્યો. લાભાલાભ થવો એ નશીબ ઉપર આધાર રાખે છે. એમ ધારીને હરકીશનદાસ ઉપરના ગુસ્સાનો ભાવ તેણે દાબી દીધો અને પોતાના મંદ ભાગ્યને વગોવતો ધીમે પગલે ભર બજારમાં આવી પહોંચ્યો.

"ભાગ્ય પર આધાર છે નુકશાન ને નફા તણો;
"પાસો પડે સવળો ! મળે મહેનતમાંહી લાભજ ઘણો.
"પણ ભાગ્યપતિ યદિ મંદ હોય તો નફો સ્વપ્ને નહી,
"જે તે પ્રયત્ન કરો, પરન્તુ જાય હાની તો સહી !
"ભાગ્યવશ છે વાત હાનિ લાભની જાણો સહુ !
"યદિ હોય ભાગ્યોદય !....મળે તો લાભને લાભજ બહુ.
"દિલગીર થવું નહિ કોઇએ ગતિ મંદ દેખી ભાગ્યની,
"મટી મંદતા કો' સમય ચમકે જરૂર રેખા ભાગ્યની !

# પ્રકરણુ પાંચમું

## અબધુતનો અખાડો

લાલદાસ ચાલતો ચાલતો બજારમાં આવી પહોંચ્યો. એક દુકાન પાસે જઇને તે બોલ્યો.

" શેઠ ! અફિણનો શું ભવ છે ? "

" દુકાનદારે સામો પ્રશ્ન કર્યો. "

" કેટલું અફિણ જોઇએ છે ? "

" અફિણ મારે જોઈતું નથી ! "

" ત્યારે ? "

" આપવાનું છે ! "

" હું રાખી લઇશ !....બેસો !....શેઠ ! કેટલું અફિણ છે ? " તે દુકાનદારે લાલદાસને બેસવા માટેની જગ્યા આપી. લાલદાસ ત્યાં બેઠો. દુકાનદારે તેની પાસે સોપારી, વરીયાળી, એલાયચી ઈત્યાદી મુખવાસની સામગ્રીઓ રજુ કરી, વિવેકનું દર્શન કરાવ્યા બાદ દુકાનદારે પ્રશ્ન કર્યો.

" તમારી પાસે કેટલું અફીણ છે ? "

" અફીણનું એક વહાણ ભરેલું છે, ને તે અહિં વેચવાનું છે. "

" બોલો, હા !....શું ભાવે આપશો ? "

" અહિંના ભાવથી હું અજાણ છું તેમ હજી સુધીમાં હું કોઇ વહેપારીની પાસે ગયેલો નથી પહેલ વહેલોજ

અહિં આવેલો છું. તમેજ કહી દો કે અહિં આ ભાવ છે, ને આ ભાવે હું ખરીદ કરીશ.”

“મારા ઉપર વિશ્વાસ રાખશો?”

“જરૂર!”

“જુઓ! એક તોલાના સો રૂપીઆનો અહિં અફીણનો ભાવ છે. ને એજ ભાવે હું તમારૂં બધું અફીણ ખરીદીશ....હું જે બોલું તે સાચુંજ બોલું છું, ખોટો ભાવ મેં કહ્યો નથી, ને તેમ છતાં જો તમને વિશ્વાસ ન આવતો હોય તો બીજા વહેપારીની પાસે જઇને અફીણનો ભાવ પુછી આવો.

આ સાંભળીને લાલદાસ ચમકયો; એક તોલાનો સો રૂપીઆનો ભાવ! ખરેખરજ પોતાને તે સ્ત્રીએ છેતરી લીધો છે એમ લાલદાસને લાગી આવ્યું; તો પણ ભાવની ખાત્રી કરવા માટે તેણે પ્રશ્ન કરી જોયો.

“શેઠ! આ ભાવ તમે સાચોજ કહ્યો છે ને?’

“વિશ્વાસ ન આવતો હોય તો બીજા કોઇને પુછી જુઓ!

“અવિશ્વાસના કારણે હું તમને પુછતો નથી.”

“ત્યારે?”

“જો તમે કહો છો એ ભાવ સાચો હોય તો હું ભયંકર ઠગાયો છું!”

" હું ! ઠગાયા ?....શી રીતે ? "

" એક કોઇ સ્ત્રી કિનારા ઉપર મને મળી ને તેણે કહ્યું કે અફીણનો ભાવ તો અહિં લાકડાના ભાવની બરોબર છે. એ ઉપરથી મેં દીલગીરી દર્શાવી; એટલે તેણે એક ઘડો ભરીને સોના મહોરોના બદલામાં બધું અફીણ આપી દેવું એ વાત કહી; મેં તે માન્ય કરી, કારણ કે લાકડાના ભાવ પ્રમાણે અફીણ વેચાય તેના કરતાં એક ઘડો ભરીને સોના મહોરો મળે એ ઠીક કહેવાય !....ને તે પ્રમાણમાં મેં તેને દસ્તાવેજ કરી આપ્યો છે. ને વહાણ તેને સોંપાઈ ગયું છે ! "

શેઠ ! જે સ્ત્રીએ તમને ઠગ્યા તે સ્ત્રીએ અત્યાર સુધીમાં તમારા જેવા સેંકડો બલકે હજારોને ઠગી લીધા છે, વારૂં; પણ બધુ નક્કી થઇ ગયું છે ? "

'હા સહી કરીને દસ્તાવેજ તેને મેં સોંપી દીધો છે ને વહાણમાંનુ સઘળું અફીણ અત્યારે તેના મકાનમાં પહોંચી પણ ગયું હશે ! "

' દસ્તાવેજની નકલ તમારી પાસે છે ? "

' તેને તમે શું કરશો ? "

'જોઉં કે તેમાં શું લખ્યું છે ?...........કદાચ કાંઇ છુટવાનો રસ્તો મળે ! "

' એમ ? તો લ્યો આ દસ્તાવેજની નકલ " એમ કહીને દસ્તાવેજની એક નકલ તેણે ગજવામાં નાખી હતી તે દુકાનદારના હાથમાં મુકી અને વધુમાં ઉમેરતાં તે બોલ્યો'

' છુટવાનો રસ્તો મેં રાખ્યો છે ખરો."

દુકાનદારે અત્યંત ધ્યાનપુર્વક હસ્તાવેજ વાંચી જોયો પછી તેણે થોડીવાર વિચારી રહ્યા પછી કહ્યું !

'આ હસ્તાવેજમાં છુટવાનો રસ્તો છે; કારણ કે એક ઘડો ભરીને પુરૂ પાડવું એવી આ લખાણમાં સરત છે પરંતુ સોના મહોરનું નામ કાંઇ છે નહિ."

'એટલે સોનામહોરનું નામ લખ્યું નથી; એ બરાબર છે; પરન્તુ એવી કઇ ચીજ છે કે ઘડો ભરીને આપતાં મ્હારા અફીણની કીંમતની બરાબરી કરી શકે ? કિન્તુ એવી એક પણ ચિજ છે નહિઃ ને તેથી જે છુટકારો લખતી વખતે મેં રાખેલો છે તે છુટકારાનો લાભ મને કશો મળી શકે એમ નથી."

' શેઠ ! એમ ગભરાઓ નહિ ! એક કહેવત છે કે ' આપૂત અવસરે અબધુતનો અખાડો " ને તમારા ઉપર પણ આ એક આફત ઉતરી આવી છે; માટે એ કહેવત પ્રમાણે કોઇ અબધૂતના અખાડામાં જાઓ, ને અબધૂતની સલાહ લ્યો."

' આ શહેરમાં કોઇ અબધુત નથી."

" છે." તે દુકાનદારે કહ્યું " ને ચાલો હું તમારી સાથે આવું ને અબધુતનો અખાડો બતાવું. મને આશા છે કે આ આફતમાંથી અબધુતની સલાહ જરૂર તમને ઉગારશે."

" મને તો તે અસંભવીત જેવું લાગે છે."

" નહિ. એ વાત અસંભવીત નથી. ઘણી વખત આફતોથી ઘેરાયલી વ્યક્તિઓ અબધુત પાસે જાય છે. પોતાની આફત જણાવે છે અને પછી અબધુત જે સલાહ આપે તે સલાહ પ્રમાણે વર્તતાં કેટલાયની આફતો દૂર થએલી મેં જોઇ છે ને તેથીજ " આફત અવસરે અબધૂતનો અખાડો " એવી લોક કહેવત શરૂ થઇ ચૂકી છે."

" ભાગ્ય સારૂં હશે તોજ આ આફતમાંથી હું ઉગરીશ. ને જો ભાગ્ય અશુભ હશે તો અબધૂતની સલાહ પણ નિરર્થક નિવડે તો તેમાં શું આશ્ચર્ય ? "

" ખરૂં........ભાગ્યની વાત તો પહેલીજ છે."

આ પ્રમાણે વાતચીત કરતા કરતા ઉભય એક અબધૂતના અખાડા પાસે આવી પહોંચ્યા.

## પ્રકરણ છઠ્ઠું

### " અબધૂતની સલાહ "

" નમો નારાયણ ! "

" કલ્યાણ ! "

" યોગીમહારાજ ! " પેલા દુકાનદારે અબધૂતની આગળ લાલદાસની આફત રજુ કરતાં જણાવ્યું; "આ એક શેઠ છે. તેઓને પેલી વેશ્યા ગુલાબે ઠગી લીધા છે. એકલી

ઘડો ભરીને સોના મહોરો આપવાના બદલાંમાં અફીણનું આખુ વહાણ તે વેશ્યાએ પચાવી લીધુ છે પરન્તુ સોના મહોરો આ શેઠે તેની પાસેથી લીધી નથી; આપની પાસે આવવાનું એક કારણ છે કે દસ્તાવેજમાં શેઠજીએ એવું લખી આપ્યું છે કે "જ્યારે જોઇએ ત્યારે એક ઘડો પુરૂ પાડવાનું," એટલે એક ઘડો સોના મહોરજ પુરી પાડવાની એવું લખી આપેલું નથી; માટે આપ તે સબંધમાં કોઇ સલાહ આપો તો આવી પડેલી આફત દૂર થઇ જાય; કારણ કે અફીણના બદલામાં વેશ્યા પાસેથી હજી સુધી કાંઇ લીધેલું નથી."

આ સાંભળીને અબધૂત ક્યાંય સુધી વિચારમાં બેસી રહ્યા પછી બોલ્યો.

"કોઇ પણ ચીજનું નામ લખેલું નથી કે?"

"ના યોગીરાજ!"

"ને જ્યારે જોઇએ ત્યારે તમે માગી શકો એવી મતલબનું લખાણ કરી આપ્યું છે ને?"

"હા, મહારાજ!"

"વારૂ! ત્યારે હું તમને એક સલાહ આપુ છું"

"કહો, કહો, યોગીરાજ! એક સ્ત્રીએ મને લુંટી લીધો છે!" લાલદાસ વચમાં બોલી ઉઠયો. તેના સ્વરમાં ગભરાટ જોઇને યોગી અબધૂત બોલી ઉઠ્યા,

"તમે ગભરાઓ નહિ; હું કહું તે પ્રમાણે કરશો કે તમારૂં બધું અફીણુ તમને મળી જશે; પછી ?"

"અહા ! તો કેવું સારૂં !"

લુંટાયલા લાલદાસે સ્વગત ઉદ્દગાર કાઢ્યા.

"જુઓ ?" યોગીરાજ બોલવા લાગ્યા, "તમે એ વેશ્યા ગુલાબ પાસે અત્યારેજ જાઓ; અને લખી આપ્યા પ્રમાણે એક ઘડો !........એક ઘડોજ માગો !........પરન્તુ શું માગશો ?"

"આપશ્રી કહો તે ?"

"એક ઘડો 'માંકડનું મુતર' માગજો ! જાઓ ! ને વેશ્યા ગુલાબ એ ચીજ તમને પુરી પાડી શકશે નહિ; અને તુરતજ તમારો માલ વસુલ કરવા માટે રાજા પાસે જઇને ફરીયાદ નોંધાવજો. અને એ રીતે તમારો માલ તમને મળી જશે."

એમ કહીને અબધૂત સમાધી સ્થાનમાં જઇને સમાધી ચડાવી ગયા; અખાડા બહાર નીકળીને લાલદાસ બોલ્યો.

"શેઠ અબધૂતની સલાહ અત્યંત કિમતી મળી હોં !"

"કેમ ? શું હું ખોટું કહેતો તો ?

"તમે ખરૂં કહેતા હતા એમ હવે તે મને સમજાય છે !"

વારૂ; હવે તમે અહિંથી સીધા ગુલાબને ત્યાં જાઓ

ને અબધૂતના કહેવા પ્રમાણેની ચીજની તાબડતોબ માગણી કરો. તે આપવાની ગુલાબ ના પાડે તો તુરત મારી પાસે તમે ચાલ્યા આવજો. અહિંના રાજાની પાસે જઇને તમારી ફરિયાદ આપણે રજુ કરશું. મારૂં નામ જીવણલાલ."

"વારૂ, જીવણલાલ શેઠ! મારા માટે તમે સારી મહેનત લીધી છે; જો મને તમે ન મળ્યા હોત તો અબધુતની સલાહ લેવાનું મને સુઝત નહિ; ને મારૂં સઘળું અફિણ એ નીચ ધુતારી વેશ્યા પચાવી પડત, હવે મને આશા બંધાય છે કે મારૂં અફીણ મને પાછું મળશે કારણ કે માગ્યા પ્રમાણેની ચીજ તેનાથી પુરી પડી શકે એમ નથી ને જ્યારે મારી માગણીની ચીજ પુરી પાડવા અશક્ત તરીકે જાહેર થાય તેજ પળે મારો માલ હું પાછો માગી શકું છું."

"ખ....રૂં"

એમ વાતો કરતા કરતા બંને એક ચોકમાં આવી પહોંચ્યા. પેલા દુકાનદારે કહ્યું.

સ્હામેનું મકાન છે તેજ એ ધુતારણનું જાઓ! ને ત્યાંથી મારી દુકાને મારૂં નામ પુછતા પુછતા ચાલ્યા આવજો!"

"સા....રૂં"

દુકાનદાર જુદો પડ્યો અને આપણો લાલદાસ ધુતારી ગુલાબના મકાન પાસે આવી પહોંચ્યો! મકાનના દ્વાર પાસે એક નોકર ઉભો હતો તેને લાલદાસે પુછ્યું.

" અંદર ગુલાબ વેશ્યા છે કે ?" " હાજી."

" મને તેની પાસે લઈ જા."

લાલદાસે રૂવાબભેર કહ્યું.

" તમે થોડી મીનીટ અહિં ઉભા રહો હું અંદર જઇને મારાં બાઇ સાહેબને પુછી આવું."

" સારૂ."

નોકર અંદર દોડી ગયો અને થોડીવારે લાલદાસની પાસે હાજર થઇને તેણે પુછ્યું.

" મારાં બાઇ સાહેબ તમારૂ નામ પુછાવે છે ?"

" લાલદાસ શેઠ " લાલદાસે કહ્યું.

નોકર પુનઃ અંદર દોડી ગયો અને સ્વલ્પ સમયમાં પાછો આવ્યો અને બોલ્યો.

" તમને અંદર બોલાવે છે, ચાલો !"

નોકરની સાથે લાલદાસ ચાલ્યો ગુલાબ વેશ્યાની પાસે લાલદાસને હાજર કરીને નોકર પોતાના પહેરા ઉપર ચાલ્યો ગયો.

" બિરાજો ! શેઠ !"

લાલદાસને જોઇને ગુલાબે ગળ્યા અવાજે એક ખુરસી બતાવીને કહ્યું.

લાલદાસે એ વેશ્યા પ્રતિ એક કટાક્ષ કર્યું, અને પછી તે ખુરશીમાં ગોઠવાયો. ગુલાબ વેશ્યા પણ તેની સામે એક ખુરશી નાખીને બેઠી.

# પ્રકરણ સાતમું

## માંકડનું મુતર

સંધ્યાની સંધિકાળનો સુંદર સમય વર્તમાન હતો; આકાશ ઉપર અવનવા રંગોનો છંટકાવ થઇ રહ્યો હતો. સ્વચ્છ બનેલા આભના આવાસ ઉપર સુવર્ણ આભરણોનાં સુવર્ણ કળશો ચકચકતા હતા વાતાવરણમાં શિતળતા પ્રસરેલી હતી. પવનરાજની મંદ મંદ ગતિથી દિવસના તાપનો ઉકળાટ કંઈક અંશે સમી જતો હતો. ભાનુદેવ અસ્ત પામી ગયાને પાંચેક મીનીટ વીતી ગઈ હશે તે સમયે એક આલિશાન મકાનમાં એક સુવિશાળ ઓરડામાં એક સ્ત્રી અને પુરૂષ ઉભય બેઠેલા હતા ને પરસ્પર દષ્ટિપાત કરી રહ્યા.

જે ઓરડામાં તેઓ બેઠેલા હતા તે ઓરડાની શોભા અત્યંત સુંદર હતી; ભીંતો ઉપર આકર્ષક ચિત્રો ટાંગવામાં આવેલાં હતાં. ઉંચી કીંમતનું ફરનિચર પણ ત્યાં પુષ્કળ હતું. આખા ઓરડામાં એક ઉમદા ગાલીચો પાથરવામાં આવેલો હતો અને ઓરડાના અંત ભાગમાં જ્યાં ત્યાં ઉમદા અત્તરનો છંટકાવ કરેલો હોવાથી બાહ્ય તેમજ આંતરિક સૌન્દર્યનો પ્રચાર થઇ રહ્યો હતો.

એ સુંદર ઓરડામાં બેઠેલ સ્ત્રી અને પુરૂષ અન્ય કોઇ નહિ પરંતુ વેશ્યા ગુલાબ અને લાલદાસ હતા. લાલ-

દાસ ખુરશીમાં ગોઠવાયો કે ગુલાબ તેની સામે ખુરશી ઉપર બેસતી બોલી.

" કહો શેઠ ? આજને આજ આવી પહોંચ્યા ? ઘડો લાવ્યા છો ? "

" હું સોના મહોર લેવા આવ્યો નથી ! "

" એમ ! " ગુલાબ સ્હેજ હસી, અને વેશ્યા લક્ષણો-ચિતચેષ્ટા કરતી બોલી ! ત્યારે આપ શા વિચારે અહિં પધાર્યા છો ? "

" જે મારે માગવાનું છે તે માગવા માટે હું અત્યારે આવ્યો છું."

"તો મને આપી દેતાં કશો વિલંબ નથી. સોનામહોર તૈયાર છે; લાવો ઘડો; કે તુરત જ હું ભરી આપું ! શરત મને કબુલ છે ! "

" સોના મહોરો મને જોઈતી નથી."

" ત્યારે ? "

" પ્રથમ એ કહો કે દસ્તાવેજનું લખાણ તમને માન્ય કિંવા કબુલ છે કે નહિ ? "

" કબુલ છે ! "

" ત્યારે તમે કબુલ કરો કે દસ્તાવેજમાં સોનામહોરો તમારે આપવી એ ભાવાર્થનું લખાણ નથી."

" કેમ વારૂ ? "

" દસ્તાવેજ તમારી પાસે છે ? હાથમાં લ્યો ને જુઓ ! "

" ઠી....ક ! દસ્તાવેજમાં એવું લખાણ છે એમ હું માની લઉં છું; બોલો પછી ? "

" પછી એજ કે હું માગું તે એક ઘડો ભરીને તમારે પુરૂ પાડવાનું ! "

" બેશક ! "

" ને તે પ્રમાણે ન આપો તો ? "

" તો ? " ગુલાબ બોલી ! " તો તમારો માલ તમે પાછો લઇ શકો છો ! "

" એમ ? "

" હા. "

" ત્યારે હું માગું છું ! "

" માગો ! "

" એક ઘડો ભરીને "માંકડનું મુતર" મને આપો " ગુલાબ ચમકીને એકદમ બોલી ઉઠી.

" કેવી વિચિત્ર માગણી ! "

" ગુલાબ ? " લાલદાસ સેજ કડક અવાજે બોલ્યો માગણી વિચિત્ર હોય કે સારી હોય; મને ગમે તેવી માગણી કરવાનો હક્ક છે; ને મારી એ માંગણી પ્રમાણે અત્યારે—અને આ પળે જ મને આપી દે; નહિંતર મારો માલ........"

લાલદાસના ચહેરા ઉપર કડકાઇના ભાવ જોઇને ગુલાબ બોલી !

શેઠ સાહેબ ! ડરાવજો કોઇ બીજાને ! આ તો ગુલાબ વેશ્યા છે ! તમારા દાબથી કાંઇ હું ડરી જાઉં એમ નથી; જોઇએ તો કોઇ સારી ચીજની માગણી કરી લ્યો ને તે હું તમને આપી દઉં !....આવી વિચિત્ર માગણી મારાથી પુરી પાડી શકાશે નહિ. "

" તો મારો માલ તમારાથી સંગ્રહી શકાશે નહિ ! તમે ગુલાબ વેશ્યા હો કે ગમે તે હો ! મને તેની પરવા નથી હું તો દસ્તાવેજમાં લખી આપ્યા પ્રમાણે માગણી કરૂં છું તે જો તમે તે પુરી પાડી શકવા અશક્ત હો તો મારો માલ ઘડીના છઠ્ઠા ભાગમાં મને સોંપી આપો નહિતર હું હમણાંજ રાજા પાસે જઇશ. "

" રાજા પાસે કે પછી તેનાથીયે આઘે જાઓ ! "

" ત્યારે માગણી પ્રમાણે આપવાની નાજ પાડો છોને. "

" હા. "

" ઠી....ક"

એમ કહીને લાલદાસ ત્યાંથી ઝપાટાબંધ ચાલી નીકળ્યો જીવણલાલ શેઠનું નામ પુછીને થોડીવારમાં તેની દુકાને લાલદાસ પહોંચી ગયો, જીવણલાલ તો લાલદાસની રાહ જોતોજ બેઠો હતો તે લાલદાસને જોતાંજ બોલી ઉઠયો.

" કેમ શું થયું શેઠ ! "

" તેણે માગણી પુરી પાડવા અશક્તિ બતાવી ! "

" એ તો મેં ધારેલુંજ હતું ! વારૂ....હવે તમારો શો વિચાર છે ? "

" રાજા પાસે જવું; ને ફરીયાદી રજુ કરવી. "

" તમે ગુલાબ વેશ્યાને જણાવ્યું છે કે માગણી પ્રમાણે આપી શકવાની અશક્તિ હોવા છતાં, માલ પચાવી પડવાની લુચ્ચાઇ દર્શાવવા અમોને રાજાનો આશ્રય લેવો પડશે ? "

" હા. મેં એ પ્રમાણે જણાવ્યું છે. "

" જવાબમાં તેણે શું કહ્યું ? "

" ચોકસ ઉદ્ધતાઇ ! તેણે તો બતાવી છે. "

" વારૂ; ત્યારે ચાલો !....હા ! પણ....રાજાને અત્યારે મળવું એ ઠીક નહી; કારણ કે રાત્રિનો પ્રારંભ થઇ ચુકયો છે. "

" ત્યારે ? "

" આવતી સવારે કચેરીમાં જઇશું ! "

" જેવી તમારી મરજી. "

" હવે ચાલો મારે ત્યાં. તમારા સ્વાગતનો લાભ મને મળે એવું હું ઇચ્છું છું. "

" નહિ. એવી તસ્દી લેવાની કશીજ જરૂર નથી !

હું કોઇ ધર્મશાળામાં રાત્રિનો સમય નિર્ગમન કરી લઇશ અને સવારમાં તમને મળીશ, પછી આપણે કચેરીમાં જઇશું ?

"વાહ ! શેઠ ! બહુ બોલ્યા ! શું તમે ધર્મશાળામાં મુકામ કરવા માગો છો ? જવાદ્યો જી ! શું આ શહેરમાં કોઇ વેપારી નથી કે ?"

લાલદાસે ઘણી ના કહી પરંતુ જ્યારે તેણે જોયું કે જીવણલાલ શેઠનો અત્યંત આગ્રહ છે; ત્યારે તેણે આગ્રહને માન આપ્યું ! અને જીવણલાલ મેમાન લઇને પોતાનાં ગૃહે આવી પહોંચ્યો.

---

# પ્રકરણ આઠમું

## અફીણ પાછું મળ્યું

પ્રભાતનાં બાલસૂર્યનાં સુવર્ણ રંગીય રશ્મિનો પ્રવાહ જગત ઉપર ફેલી રહ્યો હતો. પ્રભાકરનો સોનેરી પ્રકાશ તારલ અને અંધકારને શોધી શોધીને નષ્ટ કરી રહ્યો હતો. ઘંટનાદોના અવાજોથી દેવસ્થાનો ગાજી રહ્યાં હતાં.

રાજમહાલયની દેવડી ઉપર પ્રભાતનાં ચોઘડીયાં વાગ્યા ને સભાજનો એક પછી એક રાજકચેરીમાં આવવા લાગ્યા.

થોડી વારમાં તો સભાસ્થાન માણસોથી ચિકાર ભરાઇ ગયું "મહારાજા ચંદ્રસિંહનો જય" ના ધ્વનિ સાથે

મહારાજા સભા સ્થાનમાં આવીને ઉપસ્થિત થયા સઘળાંએ નમન આપ્યું ને ઉભા થયા મહારાજા સિંહાસન ઉપર બેઠા કે સભાજનો પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગયા.

પ્રથમ રાજાજ્ઞાથી વારાંગનાઓ હાજર થઈ અને સભામાં

( સાખી )

" જીવો અમર એ રાજવી ! તપો અમર એ રાજ !
" થાય ન અન્યાયી જરા ! એક ન્યાયી કાજ !
" રાજધર્મ ધર્મમર્મ ! પાળે એ રક્ષક !
" ધિક્કાર......અ'...........આ.......આ..............
" ધિક્કાર રક્ષક બની બને જે ભક્ષક !..........રાજધર્મ
" રૈયત ઉપર પ્રેમભાવ ઉરે ઉભરાય છે !
" રંક અને રાયનો ઇન્સાફ અદલ થાય છે !
" એવા નરેશની જય જગતમાં બોલાય છે !
" રાજનીતિ ઉપર પ્રીતિ રાખે એ રક્ષક.......રાજધર્મ

( સાખી )

" રામ રાજ્યની સમ પ્રજા; રહે હર્ષ સુખમાંય !
" ગરીબ કે શ્રીમંત હો ! ત્રાસ ન પામે કાંઇ !
" રાજધર્મ ! ધર્મમર્મ ! પાળે એ રક્ષક !
" ધિક્કાર રક્ષક બની.......બને જે ભક્ષક !
" રાજધર્મ ! ધર્મમર્મ ! પાળે એ રક્ષક !

સભાજનોએ ગાયા બાદ વારાંગનાઓનાં સંગીત થયાં.

સંગીતની પુર્ણાહુતી થઇ અને એક પટાવાળાએ મહારાજાને નમન કરીને કહ્યું.

"નામદાર ! કોઇ અરજદાર અંદર આવવાની રજા માગે છે.

"સારૂ તેમને આવવા દે."

પટાવાળો ગયો અને થોડીવારે લાલદાસ અને જીવણલાલ શેઠ મહારાજા ચંદ્રસિંહ પાસે આવીને ઉપસ્થિત થયા. મહારાજાએ તેમને જોઈને પ્રશ્ન કર્યો.

"તમારે શી અરજ કરવાની છે."

"નામદાર સાહેબ ! લાલદાસે કહેવા માંડયું. હું પરદેશી વ્યાપારી છું. વ્યાપારના કાર્ય પ્રસગે હું અહિં આવેલો છું પરંતુ દરીઆ કીનારે ઉતરતાંજ હું ઠગાયો બીજું લુટાયો છું. મારો સઘળો માલ વેશ્યા ગુલાબે પચાવી પાડેલો છે જો કે મેં તેને સોંપેલો છે પરંતુ દસ્તાવેજમાં એવી શરત છે કે "એક ઘડો ભરીને પુરૂ પાડવાનું" ને તે પ્રમાણે મ્હારી મરજીમાં આવે તે ચિજ ગુલાબની પાસે માગી શકું ને તેની પાસે મેં માંકડાં મુતરથી એક ઘડો ભરીને માગણી કરી. કાં તો મ્હારી માગણી તે પુરી પાડે, યા તો મારો માલ મને પાછો આપે. પરંતુ તે તો મને કશોજ જવાબ આપતી નથી ને તેથી આપ સાહેબની પાસે

ન્યાય માગવા હું આવ્યો છું. મને આશા છે કે આપ નામદારશ્રી તરફથી ઉચિત ન્યાય મળશે."

ચંદ્રસિંહ મહારાજા આ સાંભળીને ઘડીભર ચુપ રહ્યા પછી બોલ્યા.

"વારૂ, તે દસ્તાવેજ તારી પાસે છે કે ?"

"હા. જી !"

"લાવ, બતાવ !"

લાલદાસે વેશ્યાને કરી આપેલા દસ્તાવેજની નકલ મહારાજના હાથમાં આપી. મહારાજાએ તે વાંચી જોઈને લાલદાસની વાત ઉપર તેમણે ધ્યાન આપ્યું.

"શેઠ ! આ દસ્તાવેજમાંના લખાણ પ્રમાણે ગુલાબ વેશ્યા પાસે એક ઘડો ભરીને ગમે તે વસ્તુની માગણી તમે કરી શકો છો; ને જો તે પુરી ન પાડે તો તમારો માલ તેણે પાછો આપવો જોઇએ."

"હા. નામદાર !"

અને તુરત ગુલાબ વેશ્યાને રાજકચેરીમાં બોલાવવામાં આવી, ગુલાબને જોઇને મહારાજાએ કહ્યું.

ગુલાબ ! આ માણસનો કેટલો માલ હજમ કર્યો છે ?

"નામદાર ! તેણે સ્વખુશીથી પોતાનો માલ મને સોંપી દીધો છે."

"શું માલ અને કેટલો માલ છે ?"

" માલમાં બીજું કશું નથી. ફક્ત અફીણ જ છે."

" વારૂ !....આ દસ્તાવેજ કરાવીને જ તેનો માલ તેં કબજે કર્યો છે ને ?"

" હાજી !"

" આ દસ્તાવેજ તને કબુલ છે ને ?"

" હાજી !"

ત્યારે દસ્તાવેજ કરી આપનારની હરકોઇ માગણીને પુરી પાડવા માટે તું બંધાઇ ચુકેલ છે.

" ને તેની ના હું પણ ક્યાં કહું છું. સોનામહોરોનો એક ઘડો ભરી આપવાની અમારે વાતચીત થઇ છે."

" વાતચીત થઇ હશે; પરંતુ લખ્યું વંચાય. એ પ્રમાણે આ દસ્તાવેજમાં જે વંચાય છે તે પ્રમાણે તારે વર્તવું જોઇશે.

" પણ તેઓએ કેવી વિચિત્ર માગણી કરી છે."

" ને તારે એ વિચિત્ર માગણી પણ પુરી કરી આપવી પડશે ને તેમ ન બની શકે તો સઘળું અફીણ આજને આજ તેના મુળ માલીકને સોંપી આપ."

"નામદાર ! એ માગણી હું શી રીતે પુરી પાડી શકું."

" તે તારે જોવાનું છે ! હું પુછું છું કે માગણી પ્રમાણે આ માણસને તું આપી શકીશ કે નહિ ?"

" નાજી !"

ત્યારે તેનો માલ આજેને આજે સોંપી આપ. જાઓ શેઠ એક પોલિસને લઇ તમારૂં સઘળું અફીણુ કબજે કરી લ્યો. ન્યાય ચુકવાઇ ગયો કચેરી વિસર્જન થઇ વેશ્યા ગુલબ પાસેથી પોતાનું સઘળું અફીણુ લાલદાસને મળી ગયું. જીવણુલાલનો તેણે અત્યંત આભાર માન્યો અને બજાર ભાવથી બે ટકા ઓછા લઈને સઘળું અફીણુ લાલદાસે જીવણુલાલ શેઠને આપી દીધું. જીવણુલાલે હિસાબ કરીને તે વખતે કુલ રકમ આપી દીધી; લાલદાસ આનંદમાં આવી ગયો. હરકિશનનાં કહ્યા પ્રમાણે પાંચ લાખને બદલે સાત–આઠ લાખ રૂપીઆનો તેને નફો મળ્યો; ભાગ્યનો પાસો સવળો પડયો એમ તેણે ધાર્યું.

થોડા દિવસ લાલદાસ ત્યાં રોકાયો અને પછી મણિપુર આવવાની તેણે તૈયારી કરી મિત્રોએ મંગાવેલી ચીજો તેણે ચંદ્રપુરમાંથી ખરીદી લીધી પછી એક રહી રમાની મંગાવેલી ચીજ........સ્ત્રી ચરિત્ર !

ભોળા અને સરળ હૃદયનો લાલદાસ ‘ સ્ત્રી ચરીત્ર ’ નામ કંઇક ચિજ ન હોઇ શકે કેટલુંએ સમજી ન શકયો ને આખાય ચંદ્રપુરમાં ‘ સ્ત્રી ચરિત્ર ’ માટે તે ફરી વળ્યો જે દુકાને જઈને તે પુછતો તે દુકાને તેની મશ્કરીજ થતી લોકોએ તેને દિવાનો માની લીધો. અફીણુના વેપારીમાં મળેલી પુષ્કળ કમાઇથી અંજાઇ જતાં લાલદાસ ગાંડો થઇ ગયો છે

એમ ચંદ્રપુરની ઘણી ખરી પ્રજાએ માન્યું. છેલ્લે એક જણને સ્ત્રીચરિત્ર વિષે લાલદાસે પૂછયું ને તેનું ઉત્તર મળ્યું.

"ગુણવંતી વેશ્યાને ત્યાં 'સ્ત્રી ચરિત્ર' મળશે!"

આમ કહેનારે લાલદાસની ફક્ત મશ્કરીજ કરી હતી પરંતુ લાલદાસે તે સત્ય માની લીધું અને નામ ઠેકાણું પૂછતો તે ભોળો યુવક ગુણવંતી વેશ્યાને ત્યાં આવી પહોંચ્યો.

# પ્રકરણ નવમું

## બનાવટી બાયડી

ગુણવંતી વેશ્યાના મકાનમાં લાલદાસે પગ મૂક્યો કે તેની દ્રષ્ટિએ એક મોટી નોબત પડી. નોબતની પાસે તેને વગાડવાની દાંડી પડેલી હતી. લાલદાસે એકદમ પાંચ સાત અવાજ કરી નાખ્યા અને ગુણવંતીનું મકાન ગાજી ઉઠયું.

"હેં! હેં! કોણ છે?"

"હું લાલદાસ શેઠ!" લાલદાસે જણાવ્યું.

"શેઠજી! તમને ખબર છે કે નોબતનોએક અવાજ કરવાનો ચાર્જ શું આપવો પડે છે?"

"ના."

"ત્યારે ચાર્જની ખબર વીના એકદમ પાંચ સાત અવાજ શા માટે કર્યા? મારો ચાર્જ હું વસુલ કરીશ?

" પણ તારો કેટલો ચાર્જ છે ? '

" એક અવાજના એક હજાર."

" વારૂ મેં કેટલા અવાજ કર્યા ? "

" આશરે સાત !"

" લે ત્યારે આ સાત હજાર!" એમ કહીને લાલદાસે સાત હજારની નોટો ગુણવંતીને ગણી આપી ગુણવંતી અંજાઈ ગઇ. આજ સુધીમાં એક ઉપર બીજો અવાજ કરનાર તેણે કોઇને પણ જોયો ન હતો; ને આમ સાતસાત અવાજ કરનારને જોતાં તે છક જ થઇ ગઇ થોડી વાર પછી તે બોલી. ચાલો અંદર પધારો !"

બન્ને વિલાસાલયમાં આવ્યા ગુણવંતીએ પુછ્યું.

" ગાયન સાંભળવાની ઇચ્છા છે ? "

" એવી કોઈ ઇચ્છાથી હું અહિં આવ્યો નથી. "

" ત્યારે ? "

" એક ચીજની મને જરૂર છે ને તે તમારી પાસે છે ?

" શું વારૂ ?

" સ્ત્રી ચરિત્ર "

" થોડીવાર વિચારી રહ્યા પછી ગુણવંતી બોલી.

" કોણે મંગાવી છે ? "

" મારી પત્નીએ. "

" વારૂ તે ચીજ મારી પાસે છે ! "

" તો કૃપા કરીને મને આપો ને જોઇએ તેટલી કીંમત લો."

" જો તે ચિજ તમારે જોઇતી હોય તો હું કહું તેમ તમારે વર્તવું પડશે."

" કબુલ."

" તમે સ્ત્રી વેષ પહેરો; ને જ્યાં હું તમને મુકી આવું ત્યાં તમારે થોડા દિવસો સુધી રહેવું. ત્યાંથી તમને જોઈતી ચિજ જરૂર મળી જશે."

" તમે કહો તેમ કરવા હું તૈયાર છું !

" ત્યારે પહેરો સ્ત્રીનાં કપડાં !"

" એમ કહીને ગુણવંતીએ સ્ત્રીનાં કપડાં લાલદાસ આગળ રજુ કર્યાં.

વાંચકો !........ને લાલદાસે તે સ્ત્રીનાં કપડાં પહેર્યાં પણ ખરાં ? અહો ! ભોળું અને સરળ હૃદય ! ગુણવંતીએ કહ્યું ?"

" હવે ચાલો મારી સાથે."

" ક્યાં ?"

" હું લઇ જાઉં ત્યાં !"

" વારૂ....ચાલો."

" હા, પણ સંભાળજો ! ઘણી ચાલાકી પુર્વક તમારે ત્યાં રહેવાનું છે કોઈને ખબર ન પડવી જોઇએ કે તમે

પુરૂષ છો. કારણ કે બાહ્ય ચિન્હ....પુરૂષનું....જે મુછ છે, તે હજી તમને આવી નથી, વળી બાલ પણ એક સ્ત્રીના જેટલા લાંબા છે એટલે બનતાં સુધી તો તમને કોઇ કળી શકશે જ નહિ."

"ને મને" સ્ત્રી ચરીત્ર તો મળશેને?

"હા."

"કેટલા દિવસો પછી?"

"એક માસની અંદર!"

આ પ્રમાણે વાતચીત કરતાં તેઓ ઉભય એક મોટા મકાન પાસે આવી પહોંચ્યા આડી અવળી નજર કરી ગુણવંતી મકાનની અંદર દાખલ થઈ અને લાલદાસ તેની પાછળ દાખલ થયા.

"શેઠ સાહેબ છે કે?"

"ઓહ! ગુણવંતી, બોલ શું છે?"

"તમને થોડી તસ્દી આપવાની છે."

"શું?"

"થોડા દિવસો ઉપર મણીપુરના એક શેઠ મારે ત્યાં આવેલા હતા અને તેમને અચાનક બહારગામ જવાનું થવાથી આ તેમની પત્નીને મ્હારે ત્યાં મુકી ગયેલા છે પરંતુ એક શેઠીઆની સ્ત્રી મ્હારા જેવી એક વેશ્યાને ત્યાં બહુ વખત સુધી રાખવી એ મને ઠીક લાગ્યું નહી; ને તેથી હું તમારી પાસે આવેલી છું."

" તો વહુને મારે ત્યાં મુકી જા તેમના પતિ આવે ત્યારે મારે ત્યાં મોકલજે ! "

" બસ એટલી ! તસ્દી તમને આપવા માટે જ હું આવેલી છું "

" એમાં તસ્દી શાની ? વારૂ, વહુ ! આપણે ત્યાં રહેજો."

ત્યારબાદ ગુણવંતી ત્યાંથી ચાલી ગઇ અને વહુ બનેલો લાલદાસ ચંદ્રપુરના એક નામાંકિત ગણાતા વયોવૃદ્ધ શેઠને ત્યાં રોકાયો.

# પ્રકરણ દસમું

## ચાંડાલીની ચંચળા

જે શ્રીમંત શેઠને ત્યાં લાલદાસ થોડા દિવસને માટે સ્ત્રી વેશમાં રોકાયો; તે શેઠનો પુત્ર કાંઇ કારણસર બહારગામ ગયેલો હતો ને હજી પંદર વીસ દિવસો પછી ચંદ્રપુરમાં આવે એમ હતું.

રાત્રે શેઠજીએ વિચાર કરીને પોતાના ઘરમાં આવેલાં નવાં વહુજીને પોતાના પુત્રની પત્નીની સાથે સુઇ રહેવાનું કહ્યું.

શેઠની પુત્રવધુનું નામ ચંચળા હતું. દેખાવમાં તે

સુંદર અને સ્વભાવે અત્યંત ચંચળ હતી. નવી વહુને તેણે પોતાના શયનગૃહમાં સુવાડી.

આખી રાત્રિ પસાર થઈ ગઇ, ને બીજી રાત્રિ પણ થઇ, ત્રીજી રાત્રીએ ચંચળાને નવી વહુના સ્રીપણા વિષે શંકા ઉદ્‌ભવી ને તેથી તેણે સખ્તાઇ પુર્વક પુછી જોયું.

" તું સ્રી છે કે પુરૂષ ? મને તારા સ્રીપણા વિષે શક જાય છે. "

" સાચું જાણવા માગો છો ત્યારે ? "

" હા. "

લાલદાસે સઘળી હકીકત કહી સંભળાવી. સ્રી ચરિત્ર મેળવવા માટે પોતે સ્રીવેષ પહેરેલો છે એમ પણ જણાવી દીધુ. આ સાંભળીને ચંચળા બોલી.

" સ્રી ચરિત્ર મારી પાસે છે ને તે હું તમને આપું; પણ તેની કિંમત આપી શકશો ? "

" અરે ! એકથી એક લાખ રૂપીઆ સુધી."

" નહિ, સ્રી ચરિત્રના બદલામાં મને રૂપીઆ જોઇતા નથી; પરંતુ........"

" ત્યારે શું ? "

" તમારો પ્રેમ. "

" એટલો ? "

" મારા તરફનો પ્રેમ. "

" તે હું તને આપીશ. "

" તો શ્રી ચરિત્ર તમને મળશે."

" ક્યારે ? "

"જ્યારે આપણી વચ્ચેનો પ્યાર મજબુત થશે ત્યારે."

તે રાત્રિએ એટલીજ વાત થઈ ને દિવસો જતાં ઉભય વચ્ચે નિંદનીય વ્યવહાર શરૂ થયો. વિષય વિકારમાં તેઓ બંને અત્યંત ઉન્મત બની ગયા. ઉભયનાં જીવન સ્હામે **"પ્રેમની પિસ્તોલ"** તાકી રહી. ચંચળા અને લાલદાસ પાપને પંથે પ્રયાણ કરી રહ્યાં.

ચંચળાનો પતિ બહારગામથી આવ્યો તે દિવસે ચંચળાએ લાલદાસને કહ્યું.

આજ રાત્રે જે ચરિત્ર હું ભજવું તે તમારે મુંગે મ્હોંડે જોયા કરવું. જોજો એક અક્ષર પણ બોલ્યા તો. "

સારૂયે જગત શાંતિ સુંદરીના ખોળામાં લોટી રહ્યું હતું સર્વ સ્વામી અને સુંદરીઓ નિદ્રાનારીના લલીત અંકમાં સુઇ ગયેલાં હતાં. શયનગૃહમાં ચંચળા અને તેનો પતિ માત્ર બેજ હતા ! મોડી રાત્રે ચંચળાનો પતિ નિદ્રાધીન થયો અને ચંચળા જે રૂમમાં ' વહુજી લાલદાસ ' સુતા હતા તે રૂમમાં આવીને બોલી !

" મારૂં ચરિત્ર હવે ભજવાય છે જોવુ હોય તો ચાલો. "

લાલદાસ તુરત ઉભો થયો ચંચળા, પોતાના શયનગૃહમાં

આવી, તેનો પતિ ગાઢનિદ્રાને આધીન થઇ પડેલો હતો. એક ખુણામાં સંતાડેલી તલવાર ચંચળાએ હાથમાં લીધી, લાલદાસ કમકમી ઉઠયો. તલવાર મ્યાન મુક્ત થઈ લાલદાસને ધ્રુજ વછુટી ચંચળાએ હાથમાં જોરથી તલવાર પકડી નિરલ પગલે તે પતિના શરીર તરફ ગઈ, જઇને ગજબ ગુજાર્યો ! તલવારનો એકજ ઘા ! તે ચંડાલિની ચંચળાએ તલવારના એકજ ઝપાટે પતિનું ખુન કરી નાખ્યું.

લાલદાસ ગભરાઈને બોલી ઉઠયો.

" ગજબ ! ગજબ ! ચંચળા ! આ શું કર્યું ? "

ચુપ ! જો એક અક્ષર બોલ્યા છો તો તમારી પણ આ દશાજ કરવામાં આવશે ! "

લાલદાસનું મ્હોં બંધ થઇ ગયું, ચાંડાલિની ચંચળાએ એક મજબુત કપડાનો કકડો લીધો પતિનું શબ તે કકડામાં તેણે બાંધ્યું. પછી એક રસી લઇને શયનગૃહમાંની બારીના થાંભલા સાથે એક છેડો બાંધ્યો અને બીજો છેડો બહાર લટકાવ્યો પછી લાલદાસને તેણે કહ્યું.

" હવે તમે આ રસી વડે નીચે ઉતરી પડો....આ પોટલાને લઇને હું પણ નીચે આવું છું. "

" ને પછી ? "

તમને જે વેશ્યા મારે ત્યાં મુકી ગઇ છે તે વેશ્યાને ત્યાં જઇશું !

શા માટે ?

ત્યાં ન જવું હોય તો મારો આગ્રહ નથી.

વારૂં....એ તો બધું ઠીક પરંતુ " સ્ત્રીચરીત્ર " ક્યારે મળશે ?

સમય જતાં તમને તે ચીજ મળી જશે હાલ તો ઉતાવળ કરો નીચે ઉતરી પડો ! કોઇ આવી પહોંચશે તો.

ચંચળાએ પોતાનું વાક્ય પુરૂં કર્યું નહિ ત્યાર પહેલાં લાલદાસ રસી વડે નીચે ઉતરી પડયો. ને ત્યાર પછી થોડીવારે ચંચળા પણ પતિના શબનું બાંધેલું પોટકું લઇને નીચે ઉતરી પડી ! ત્યાંથી પછી બંને પ્રથમ દરીયા કિનારે આવ્યા.

કિનારે ઉભી રહીને ચંચળાએ પતિના શબને દરીયાનાં અગાધ પાણીમાં ફેંકી દીધું.

અહો ! કુલ્ટા સ્ત્રીઓ કેટલી ભયંકર સ્વભાવવાળી હોય છે ? પતિ ! કે જે પ્રભુવત માનવા યોગ્ય છે; અરે ! તેનું ખુન કરવા જેટલી પતિની પીશાચિની, ચાંડાલિની ચંચળા ! તારૂં ઘોર કિંવા અક્ષમ્ય પાપ જગત જનોથી કદાચ અણજાણ રહી જશે; પરંતુ જગતના સૃષ્ટી સરજનહાર સર્વેશ્વર પરમાત્માથી એ અજાણ્યું રહેવાનું નથી.

લાલદાસે સ્ત્રીનાં કપડાં ઉતારી નાખ્યાં ને દરીયામાં ફેંકી દીધા. પુરૂષ પોષાક સ્ત્રીવેષની નીચે તેણે રાખેલોજ હતો.

આ બધું થઇ રહ્યા પછી લાલદાસ બોલ્યો.

" ચંચળા ! એ પણ ફેંકી દે ! "

" તારા હાથમાં છે તે."

" શું. "

" તલવાર ? "

" હા. "

" નહિ તેની મને ખાસ જરૂર છે. "

" ચંચળા ! પણ જાળવજો હો ! મારા હાલ પણ...."

" વાલા ! એ શું બોલ્યા ? આપણાં બંનેની સામે **" પ્રેમની પીસ્તોલ "** તાકી રહી છે. જેમ તમે મને ખરા અંતરથી ચાહો છો. તેમ હું પણ તમને ખરા અંતઃકરણપુર્વક ચાહું છું. પ્રિતમ તમારા ઉપર તો મારૂં તન મન ધન કુરબાન છે. "

ચંચળા એ ઉક્ત શબ્દો એવા તો સુમધુર સ્વરે ઉચાર્યા, ને શબ્દોચાર વખતે એવા તો મોહક હાવ ભાવ કિંવા અભિનય કર્યા કે લાલદાસની વિષયવૃત્તિએ ઉછાળો લીધો.

ચંચળાની છેક નજીક તે આવ્યો. અને માશુકના દેહને છાતી સરસો ચાંપીને તેના ગુલાબી ગાલો ઉપર એ અલબેલા આશકે ઉપરા ઉપરી પાંચ સાત ચુંબનો કરી નાખ્યા.

બે ચાર દિશાઓમાંથી શિયાળોના કર્કશ અવાજ આવ્યા ને આથમી ગયા.

# પ્રકરણ અગીયારમું

## ખુન !

સાધારણ રીતે જોતાં અંધારી રાતનું સ્વરૂપ બીહામણું દેખાય છે. એક બીહામણી રાત્રિએ એક ગામને પાદર બે વ્યક્તિઓ આવી પહોંચી.

એકે કહ્યું.

"ચંચળા ! મારા સસરાનું ગામ આ વિરપુર."

"બસ આજ કે ?"

"હા."

"અહિંથી તમારૂં ગામ મણિપુર કેટલું દુર ?"

"ચાર ગાઉ."

"વારૂ....તમારાં પત્ની રમાગૌરી તેના પિયરમાં છે કે ? સ્વસુર ગૃહે ?"

"હું જયારે ઘેરથી નીકળ્યો હતો ત્યારે મારી રમા મારે ત્યાંજ હતી."

"ઘર છોડ્યાને કેટલો વખત થયો ?"

"દોઢ બે મહીના થશે !"

"કદાચ આટલા વખતમાં તમારી રમા તેને પિયર આવી હોય તો."

"તો રાત્રિ અહીં ગુજારીએ સ્હવારે તપાસ કરીને આગળ પ્રયાણ કરીએ."

" એ ઠીક ! પરંતુ તમારા સ્વસુરનું ગૃહ મને અત્યારેજ બતાવો તો સારૂ "

" અત્યારે ગામમાં જવું એ જોખમ ભર્યું છે. "

" કેમ વારૂ ? "

" અંધારી રાત્રી છે સુમારે દસેક અગીઆરનો સમય થયેલો છે અત્યારે આપણે ગામમાં પ્રવેશીએ ને કોઇ સીપાહી હેરાન કરે તો તે સંભવીત છે. "

કાંઇ હરકત નહી પરંતુ તમારા સ્વસુરનું ગૃહ મારે અત્યારેજ જોવું જરૂરનું છે. "

ચંચળાના હઠાગ્રહને લાલદાસે માન આપ્યું બંને વિરપુર ગામમાં દાખલ થયા આડાઅવળા રસ્તા પસાર કરીને એક મકાન પાસે આવીને લાલદાસે કહ્યું.

" જુઓ ! આ ઘર. "

" આ ઘર તમારા સ્વસુરનુ છે ? "

" હા. "

તે ઘરની એક પછીત જાહેર રસ્તા ઉપર પડેલી હતી; એ પછીતમાં એક બારી હતી ને તે ખુલ્લી હતી ચંચળાએ તે જોઇને પછી લાલદાસને કહ્યું.

" તમે અહિંજ ઉભા રહેજો. "

" ને તું ક્યાં જાય છે ? "

" પેલી બારી દેખાય છે ત્યાં સુધી ચઢીને અંદર જરા જોઈ આવું."

" ચંચળા ! ચંચળા !"

" ચુપ."

લાલદાસ એકદમ ચુપ થઇ ગયો. ચંચળાના હાથમાં તલવાર હતી. જે રસીવડે ચંચળા પોતાના મકાનમાંથી પતીના શબની સાથે નાસી છુટી હતી તે રસી તેણે તલવારની પેઠે સાથેજ લઇ લીધી હતી. રસી ફેંકીને તેણે બારીના કઠેરામાં ભેરવી દીધી અને પછી નીચેનો છેડો ખેંચી જોયો. મજબુત રીતે ભરાઈ ગયાની ખાત્રી થઇ અને ચંચળા રસીના આધારે ઉપર ચડી.

બારી પાસે તે આવી અંદર તેણે દ્રષ્ટિ કરી. પાંચેક મીનિટ તલ્લીનતાપૂર્વક જોઇ રહી. પછી એકદમ તે નીચે ઉતરી પડી અને બોલી.

" હવે તમે ઉપર જાઓ." ને જુઓ

" શું !"

" તમારી પત્ની રમા સુતાં છે તે !"

" શું રમા અહિં છે ?"

" ચોક્કસ !"

લાલદાસ તુરત રસીના છેડાને અડકયો ત્યાં ચંચળા બોલી ઉઠી.

" પણ ખબરદાર! ઉપર જઈ, અંદરનું દૃશ્ય જોઇ તુરતજ નીચે નહી આવ્યા તો. "

" જોઇને તુરતજ આવતો રહીશ. "

અને એમ કહીને લાલદાસ રસી પકડીને બારી સુધી ચડયો. બારી વાટે અંદર દ્રષ્ટિ કરી ને તેની આંખો એકદમ પહોળી થઇ ગઇ; તેની પત્ની રમા એક દાઢીવાળા મુસલમાનને પોતાની સોડમાં લઇને સુતેલી હતી.

ચંચળાનો સીસકારો તેના કાન ઉપર આવ્યો. જલતા જીગરે તે નીચે આવ્યો. ચંચળાએ પૂછયું.

" કેમ શું જોયું ? "

" ચંગળા ! ચંચળા ! શું સ્ત્રીઓ....... "

" ચુપ !.......એ બધો બકવાદ ફુરસદે........... હવે પુનઃ હું ઉપર ચઢું છું. ને થોડીવારમાંજ પાછી નીચે આવું છું. "

પત્નીના પાપાચારને જોઇને બળી જળી રહેલો લાલદાસ કશું બોલ્યો નહિ, ચંચળા તલવાર લઇને એકદમ રસી વડે ઉપર ચડી ગઈ અને બારી વાટે મકાનની અંદર દાખલ થઈ ગઇ. લાલદાસ સ્તબ્ધ ઉભો રહ્યો.

થોડી વાર પછી ચંચળા રસી પકડીને નીચે આવી પહોંચી આ વખતે તેની પાસે એક નાનકડી પેટી હતી.

લાલદાસ પેટીને જોતાંજ બોલ્યો.

" આ પેટી લાવવાનું પ્રયોજન ? "

" આ પેટીની અંદર તે ચીજ છે કે જે ચીજ તમારી પત્નીએ મંગાવેલી છે. "

" શું સ્ત્રી ચરિત્ર ? "

" હા. "

" સાચું બોલે છે ? "

" તમારી રમાની સાથે જે માણસ સૂતેલો હતો તે માણસનું માથું આ પેટીમાં છે. "

" હેં ! શું તેનું ખુન કર્યું ? "

" હા........ને જુઓ ! હવે આપણે એકદમ ગામ બહાર નીકળી જઇએ. સવારે ગામમાં દાખલ થઇ તમારા સસરાને ત્યાં આવીશું આશકના ખુનની વાત રમા કેવી રીતે છુપાવે છે એ જાણવા મળશે. એક દિવસ રહીને; પછી રમાને લઇને આપણે મણીપુર તરફ ઉપડી જઇશું. ત્યાં ગયા પછી જ્યારે રમા ' સ્ત્રી ચરિત્ર ' માગે ત્યારે આ પેટી આપીને તેમાં સ્ત્રી ચરિત્ર છે તે લઇ લેવા કહેજો ! "

લાલદાસ કાંઇ બોલ્યો નહિ થોડી વારે ચંચળા અને લાલદાસ ધીમે ધીમે ગામ બહાર નીકળી ગયા.



# પ્રકરણ બારમું

## " રમાના ઉદ્દગારો ! "

લોહીની ધારાના સ્પર્શે રમા ચમકીને જાગી ઉઠી પોતાના આશકનું ખુન થયેલુ જોતાંજ તે પ્રથમ તો કમકમી ઉઠી પરંતુ એ ધ્રુજારાને દબાવીને પોતાનું પાપકૃત્ય પ્રકાશ ન થાય તેટલા માટે આશકના શબને એક કપડામાં તેણે પેક કર્યું આખઃ ઓરડામાં તેણે માથાની તપાસ કરી પરંતુ ક્યાંય માથુ જોવામાં આવ્યું નહી એકલા ધડને તેણે મજબુત રીતે બાંધ્યું.

પછી બારીના કઠેરામાં રસીનો એક છેડો બાંધ્યો ને એકદમ તે નીચે ઉતરી પડી. અંધારી રાત્રિમાં તે ગામ બહાર નિકળતાં ગામની પાસેજ દરીયો હતો; શબને દરી-આમાં ફેંકી દઇને રાક્ષસી રમા પોતાના સુવાના ઓરડામાં આવીને સુઇ રહી પરંતુ તેને નિદ્રા આવી નહી પોતાના ઓરડામાં આવીને કોણ ખુન કરી ગયું હશે તે વિશે તેણે પુષ્કળ વિચાર કરી જોયા પરંતુ કોઇપણ તેની દૃષ્ટિમાં એવું આવ્યું નહિ કે જે પોતાના આશકનું ખુન કરવા જેટલું વૈર રાખતું હોય ! "

× × × ×

પ્રભાત પ્રકટયું. રાત્રિનો અંધકાર લય પામી ગયો.

ચંચળા ને લાલદાસે વિરપુર ગામમાં પ્રવેશ કર્યો. લાલદાસ પોતાના સસરાને ત્યાં આવ્યો જમાઈરાજને સારૂ માન મળ્યું.

જમાઈરાજ ! ખુશીમાં તો છોને ? શરીર સારૂં છે ?

" હા. "

ત્યારપછી થોડી આડી અવળી વાતો કર્યા પછી દાતણુ પાણી કરવામાં આવ્યાં. જમીને લાલદાસે પોતાના સ્વસુરને કહ્યું.

આવતી કાલે મારે જવું છે. ને આપની પુત્રીને હું સાથેજ તેડી જવાનો છું. "

વધારે દિવસ રહેવા માટે જમાઈરાજને આગ્રહ કરવામાં આવ્યો પરંતુ લાલદાસે તે આગ્રહને માન આપ્યું નહિ.

બીજે દિવસે જમાઈરાજને વિદાય મળી લાલદાસ ચંચળા અને રમાની ત્રિપુટી વીરપુરનો ત્યાગ કરી ગઈ. રમાના પિતાએ ગાડાનું વાહન કરી આપ્યું હતું.

બળદ તેજ હતા. જોત જોતામાં ચાર ગાઉનો પંથ કપાઇ ગયો. માર્ગમાં લાલદાસ અને રમા વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો હતો.

" નાથ ! બોલો કેટલું કમાયા ? "

" પુષ્કળ. '

" એમ ? "

" હા. "

" વ્હાલા ! ત્હમે ગયા પછી એક દીવસ એક યુગ જેવડો મ્હોટો મને લાગવા લાગ્યો.

ત્હમારા વિરહની અગ્નિની જ્વાળામાં મારૂં સમસ્ત શરીર સળગવા લાગ્યું. એટલે થોડા દીવસ પીયેરમાં જઇ આવવાનો વિચાર મેં આપના માતા પિતાને જણાવ્યો, મને રજા મળી ને હું મ્હારે પિયેર આવી.

" પિયેરમાં પણ તમારા વિરહનું દુઃખ સ્હેજ પણ ઓછું થયું નહી. ને જો તમે થોડા દીવસ મોડા આવ્યા હોત તો મારૂં શરીર સુકાઇને કોણ જાણે કેવું બની જાત કે આપ મને ઓળખી શકત પણ નહી. "

" નાથ ! ખરેખર આપની મુર્તિનાં જ્યારે મેં દર્શન કર્યાં ત્યારે મારા હૃદયમાંની વિરહ વેદના એકદમ પલાયન થઈ ગઇ અને તેની જગ્યાએ આનંદનો અબ્ધિ ઉછાળા મારી રહ્યો. "

" ખરેજ પતિ વિરહનું દુઃખ પત્નિને માટે અતિશય ભયંકર છે. એવી કઇ પાષાણ હૃદયી હોય કે જે પતિના વિયોગની વેદનાના અનુભવથી દુઃખાશ્રુ ન વહાવે ? આપ જે દિવસથી જુદા પડ્યા છો તે દીવસથી હું રોતીજ રહી છું. હર પળે આપનું સ્મરણ મને થઈ આવતું અને મારી આંખો આંસુથી છલકાઇ જતી હતી. "

આજે સોનાનો સુરજ ઉગ્યો મારી સઘળી આંતર વેદના શમી ગઈ. "

રમા બોલતી જતી હતી. ચપળા તે સાંભળીને ગુપ્ત રીતે હસતી હતી. લાલદાસ રમાના શબ્દો સાંભળતો જતો હતો અને તેના શરીરમાં ક્રોધના જ્વાળ આવી જતા હતા. પરંતુ ઘેર પહોંચ્યા પહેલાં કાંઇ પણ નહિ બોલવાનો ચંચળાએ તેને સખ્ત હુકમ કર્યો હતો. ને તેથી ક્રોધ કિંવા ગુસ્સાનો ભાવ દાબી દઇને લાલદાસ બોલ્યો.

" રમા ! ખરેખર ! તારો પ્રેમ અનહદ છે. તું એક પ્રેમાળ પત્ની છે. "

" અમ સ્ત્રીઓને તો પતિનોજ આધાર, પતિ એજ પ્રભુ, પતિના હાથેજ ઉદ્ધાર પછી અમે તનમનથી પતિનીજ થવાનો પ્રયત્ન કરીએને ? "

" વાહ ! તરા જેવી પતિ ઘેલી પત્ની મળવાથી હું મને ભાગ્યશાળી માનું છું. "

" આ સ્ત્રી કોણ છે ? "

" તે તારી બેન છે. "

" એટલે ? "

" ન સમજી ? "

" ના........ "

" તારી સપત્ની. "

રમાની આંખોનો ઝેરી પ્રકાશ ચંચળાના વદન ઉપર પડયો ચંચળા બોલી ઉઠી.

"બેન ! હું તમારી શોક બની છું મારા ઉપર તમે ક્રોધ દ્રષ્ટિ કરશો નહિ હું તો તમારી દાસી તરીકે રહેવા માટે આવી છું."

રમા કાંઇ બોલી નહિ તેની ઝેરી આંખો ચંચળાને તિરસ્કારી રહી હતી.

ને મણિપુરના પાદરે સૌ આવી પહોંચ્યાં.

---

# પ્રકરણ તેરમું

## પ્રેમની પીસ્તોલ

" પાપ જીવનમાં કર્યું કિંચિદ્ દુળવાનું નથી !
" શિક્ષા થવી ગુન્હાતણી એ દૂર જોવાનું નથી !
" છલાછલ થાય છે જ્યારે ભરાતા પાપનું પાણી !
" ફુટે છે તે સમય પાતક ઘડો એ સત્ય એંધાણી !
" પાપને પંથે જતાં અંતે ખરાબી થાય છે !
" પાપ હોયે ઘોર તો મૃત્યુ અચાનક થાય છે !
" જાતિ અને નિજ ધર્મને છોડી પતિત જે થાય છે !
" તે આ જગે નર્કના સંકટમાં રીબાય છે !
" પાપનો રસ્તો વિકટ છે ને ભયાનક છે અતિ !
" ના તે તરફ વળવાતણી ઇશ કોઇને દે દુર્મતિ !

" મંગળ "

ચંચળાએ લાલદાસને એકાંતમાં મળીને જણાવ્યું.

"મને મળ્યા પહેલાં ને મારી સલાહ લીધા પહેલાં રમાના શયનગૃહમાં જવાનું સાહસ કરતા નહિ."

મણિપુરને પાદર લાલદાસ આવ્યો કે તુરતજ ગામમાં વાત જાહેર થઇ ગઇ. લાલદાસનાં વૃદ્ધ માતા પિતા એકદમ પાદરમાં દોડી આવ્યાં લાલદાસના સ્નેહીઓ પણ ત્વરાથી આવી પહોંચ્યા! અને પછી લાલદાસ રમા અને ચંચળાએ મણિપુરમાં પ્રવેશ કર્યો.

ઘેર આવ્યા પછી લાલદાસે સઘળા મિત્રોને બોલાવીને જે જે ચિજ મંગાવેલી હતી ને પોતે લાવેલો હતો તે જેને તેને આપી દીધી પછી મિત્રોની રજા લઇને તે માતા પિતા પાસે આવ્યો.

પિતાએ પુછ્યું.

"ઘણે દીવસે આવ્યો! આપણે કમાણી માટે પરગામ ફરવાની શું જરૂર છે? પરમાત્માએ આપણને પુષ્કળ પૈસો આપ્યો છે. વારૂ, પણ તું શું શું કરી આવ્યો તે કહે જોઇએ."

છ સાત લાખ રૂપીઆનો નફો મળ્યો છે એમ લાલદાસે જણાવ્યું. વૃદ્ધ માતા પિતા પુત્રની વ્યાપાર કુશળતા અને સારા ભાગ્યને જોઇને અત્યંત આનંદિત થયાં.

ચંચળા તરફ જોઇને વૃદ્ધ માતાએ લાલદાસને પુછ્યું "આ કોણ છે?"

" આપની પુત્રવધુ "

લાલદાસે માતાપીતાને છેતરતાં આ પ્રમાણે કહ્યું, ભોળાં હૃદયના વૃદ્ધ વડીલોએ તે વાત ચાચી મની અને પુત્રને અને નવી પુત્રવધુને શુભાશિર્વાદ આપ્યા.

આખો દિવસ તો જોત જોતામાં પસાર થઈ ગયો. સંધ્યાના અમલ દરમ્યાન ચંચળાએ લાલદાસને કહ્યું.

" વહાલા ! એક કામ કરી નાખો. "

" તે શું ? "

" જે રૂમમાં આપ સુતા હો તે રૂમમાં એક પણ ચીજ એવી ન હોવી જોઇએ કે જેનો પ્રવાર અત્યંત ભયાનક નીવડે."

" એટલે "

" તમારા શયનગૃહમાંથી એવી ચીજો બહાર કાઢી નાખો કે જેના પ્રહારવડે ભયંકર આઘાત થાય ! "

" તેનું કારણ ? "

" તે હું પછી કહીશ હાલ તુરત મેં કહ્યું એ પ્રમાણે કરો. "

" સારૂં. "

એમ કહીને પોતાના શયનગૃહમાં આવ્યો. પલંગ સીવાય એક પણ ચીજ તેણે શયનગૃહમાં રહેવા દીધી નહિ. આ પ્રમાણે કર્યા પછી તે ચંચળાને મળ્યો.

"કેમ શું કર્યું ?"

ચંચળા ! તારા કહેવા પ્રમાણે શયનગૃહમાં એક પણ ચીજ મેં રહેવા દીધી નથી.

"એક પણ ચીજ રહી ગથી ગઇ ?"

"ના, વરૂ....પણ ચંચળા ! આમ કરવાનું કારણ નહિ કહે ?"

"તે પછી કહીશ."

"અત્યારે નહિ ?"

"ના."

"પણ મારો વિચાર રમાને મળવાનોજ નથી."

"કેમ ?"

"તે પાપિણી પ્રેમદાનું મ્હોં જોવા પણ માગતો નથી. આતો તારા કહેવાથી તેને અહીં સુધી લાવ્યો છું."

"આજની રાત્રે તો તમારે તેની પાસે જવુંજ પડશે."

"શા માટે ?"

"**સ્ત્રી ચરિત્ર** આપવા માટે !"

"સા........રૂ."

"હા ! દ્વાર બંધ કરશો નહી, હુ દ્વાર પાસેજ બહાર ઉભી રહીશ જરૂર પડશે તો અંદર આવીશ નહીતર બહાર રહીને તમારી વાતચીત હું સાંભળીશ. આ પેટી લઇને તમારે જવું. રમા પોતાની મંગાવેલી ચીજની માગણી કરે કે આ પેટી તેના હાથમાં મુકી દેવી તમારે ખોલવી નહીં

ને તેને ખોલવા કહેવું, કે અંદરથી ‘ સ્ત્રી ચરિત્ર ’ નીકળશે આમ તમે કહેજો.”

“ વા.......રૂ.”

રાત્રિ પડી રમા શયનગૃહમાં આવી અને લાલદાસના આવવાની રાહ જોવા લાગી.

થોડી વારે લાલદાસ આવ્યો. રમાએ નયનો નચાવીને હાવભાવથી મીઠા સ્વરે કહ્યું.

“ પધાર્યા, નાથ ! ”

“ હા. ” ફિક્કા સ્વરે લાલદાસે કહ્યુ.

લાલદાસના હાથમાં પેટી હતી પલંગ ઉપર આવીને તે લઈ રમા પણ પતિની સામે બેઠી અને બોલી.

“ જે મેં મંગાવ્યું હતું તે લાવ્યા છો કે, વહાલા ! ”

“ હા. ”

“ સાચું કહો છો. ”

“ હા. ”

“ શું, ‘ સ્ત્રી ચરિત્ર ’ તમે લાવ્યા છો ? ”

“ હા. ”

“ લાવો ત્યારે. ”

લાલદાસે પેલી પેટી રમાને આપી અને કહ્યું.

“ આ પેટીની અંદર ‘ સ્ત્રી ચરિત્ર ’ છે તે પેટીને ખોલીને તું લઇ લે. ”

રમાએ પેટીને હાથમાં લીધી. ચંચળાનાં બે નયનો તે જોઇ રહ્યાં હતાં.

પેટી લઇને તે રાક્ષસી રમા દીપક પાસે આવી, પિત્તળની દીવીમાં દીપક પ્રજવળી રહ્યો હતો. રમાએ આતુરતા પુર્વક પેટી ઉઘાડી. પોતાના આશકનું માથું !

નખથી શિખા પર્યંત તેના અંગે અંગમાં કોપાગ્નિ ભભુકી રહ્યો........ક્રોધાગ્નિનું જોર પુષ્કળ વધ્યું. રમાએ દીવી હાથમાં લીધી....ઉગામી....એક, બે, ત્રણ મિનિટ ! લાલદાસના કપાળમાં દીવીનો ઘા પડયો, એ જ પળે ચંચળાના હાથમાંની તલવાર રાક્ષસી રમાની ગરદનની આરપાર ચાલી ગઇ !

ચંચળાએ લાલદાસની છાતીના ધબકારા અને નાડી તપાસી લાલદાસના સ્વાસોશ્વાસ વિસમી ગયા હતા. લાલદાસના શબ ઉપર ચંચળાનું શબ ઢુટી પડયું.

તલવારના એકજ ઝટકે તેણે આત્મહત્યા કરી નાખી હતી એ રીતે ત્રિપુટી મરણશરણ થઇ; ને આપણે પણ હવે નિમ્નલિખિત કવિતા ઉમેરીને આ નાનકડી નવલકથાની અહીં સમાપ્તી કરી દઇશું.

"પતિના પ્રેમને ત્યાગી અવરથી પ્રેમ બાંધે છે,<br>
"તજી નિજ નાથને બીજા પુરૂષથી સ્નેહ સાંધે છે."

# ⇝ બાયડી કે શાયડી ⇜

( દોહરો )

શ્રીકૃષ્ણને આરાધીએ, પુંજું બેઉ કર જોડ;
સરસ્વતી મા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ. ૧
પ્રથમ શ્રીકૃષ્ણને પ્રણમુ, જેની મુજપર સહાય;
કરૂણા કરી હું કરગરૂ, આ ગ્રંથ ચાલતો થાય. ૨

સુખપુર ગામમાં સરદારસીંગ કરીને રાજા રાજ્ય કરતો હતો તેના રાજ્યમાં અઢારે વર્ણ સુખી હતી અને તે રાજા પોતાની પ્રજા ઉપર ઘણું હેત રાખતો હતો પણ તે રાજા ઉદાસ રહેતો હતો કારણ કે તેને સંતાન ન હતું.

તેની નગરીમાં એક બ્રાહ્મણ રહેતો હતો તે પૈસે ટકે સુખી ન હતો કારણ કે તેને ચાર પાંચ સંતાન હતાં અને તે પોતે કોઈપણ જાતનો ધંધો કરતો નહોતો.

એક દીવસ તેની સ્ત્રીએ કહ્યું કે તમો પરદેશ કમાવા જાવ, ત્યારે બ્રાહ્મણે કહ્યું કે તું મને ઢેબરાં કરી આપ આથી તેની સ્ત્રીએ પાડોસણના ઘેરથી પાંચ શેર જાર ઉછીની લાવીને ઢેબરાં કરી આપ્યાં. તે ઢેબરાં લઇ બ્રાહ્મણ ખાતો ખાતો ઘેરથી નીકળ્યો ને એક તલાવની પાળ આવી ત્યાં

સુધી આવતાં આવતાં ખાઈ રહ્યો. ઢગરાં થઈ રહ્યાં ને તેણે તળાવમાં પોતાની ઝોળી ધોઇ નાખી, તેમાં એક સાપોલીયું આવ્યું. તે વખતે તેણે વીચાર કર્યો કે ઘેર રાંડ બહુ પજવે છે માટે લાવ આ સાપોલીઆને ઝોળીમાં ઘાલીને ઘેર લઇ જાઉં. આવો વીચાર કરી ઝોળી ખભે ભેરવી પોતાને ઘેર આવ્યો. તે વખતે તેની સ્ત્રી પાણી ભરવા ગઇ હતી આથી તેણે જાણ્યું ન હતું કે મારો ધણી ઘેર પાછો આવ્યો છે, તેણે તે ઝોળી ખીલાએ ભેરવી પોતાના ભાઇબંધને ત્યાં બેસવા ગયો.

હવે તેની સ્ત્રી પાણી ભરીને ઘેર પાછી આવી તે વખતે છોકરાએ કહ્યું કે મારા બાપા પાછા આવ્યા છે, આથી તે સ્ત્રીને ઘણો ગુસ્સો ચડયો પણ કરે શું, એટલામાં ખીલીએ ભરાવેલી ઝોળી જોઇ આથી તેને ઘણો ગુસ્સો ચડયો અને તે ભોંય ઉપર પછાડી બોલી અકર્મી આ ઝોળીનું અહીં શું કામ છે પણ ઝોળી નીચે પડતાંની સાથે તેમાંથી મણી બહાર નીકળ્યો. હવે તે મણી હાથમાં લઇ બોલી કે મારો ભરથાર કમાઈને મણી લાવ્યો છે, ભાઇઓ, માટે જાણવું કે દુનીઆ સ્વાર્થી છે, અને પોતાની સ્ત્રી પણ પૈસાની સગી છે.

પછી તે સ્ત્રી કંસારાને ત્યાં જઈ ઉધારે વાસણ લાવી અને મોદીને ત્યાંથી ઘી, ગોળ, તથા દાણા પણ ઉધારે લાવી

અને કાપડીઆને ત્યાંથી પીતામ્બર લાવી અને પછી પોતાના ભરથાર માટે રસોઇ બનાવી દીધી. ત્યાર પછી તેણે પોતાના ભરથારને બોલાવવા માટે છોકરાને મોકલ્યો તે છોકરે તેના બાપના ભાઇબંધના ઘરમાં જઈ કહ્યું કે બાપા ઘેર હેંડો ત્યારે પેલા બ્રાહ્મણે જાણ્યું કે રાંડને પેલું સાપોલીયુ કરડયું હશે માટે બોલાવવા આવ્યો હશે બ્રાહ્મણે કહ્યું જા બેટા હું હમણાં આવું છું એટલે તે છોકરો ઘેર પાછો ગયો પછી એ બ્રાહ્મણીએ અરધા કલાક સુધી વાટ જોઇ પણ કોઈ આવ્યું નહી તેથી પોતે બોલાવવા ચાલી હવે બ્રાહ્મણે પોતાની સ્ત્રી આવતી જોઇ ગભરાઇ ગયો અને વીચાર કરવા લાગ્યો કે જો ઘેર જઇશ તો નક્કી મારી નાખશે તો પણ બીક રાખ્યા વીના પોતે ઘેર ગયો ઘેર જતાની સાથે પોતાની સ્ત્રીએ તાંબાકુંડીમાં નાવા માટે ગરમ પાણી કાઢી આપ્યું. આથી બ્રાહ્મણ ઘણો ગભરાયો. પછી તે નાહી રહ્યો એટલે સ્ત્રીએ પોતાના ધણીને પહેરવા માટે પીતામ્બર આપ્યું આથી તે ઘણો ગભરાયો પછી સ્ત્રીએ પોતાના ધણીને બેસવા માટે પાટલો આપ્યો અને છેવટે કંસાર પીરસ્યો તે વખતે તે બ્રાહ્મણ ઘણો ગભરાયો, અને વીચાર કરવા લાગ્યો, કે જરૂર આપણું મોત આવ્યું. પણ ખાતી વખતે તેની સ્ત્રી બોલી કે સાંભળો તમો જે પેલો મણી લાવ્યા છો તે મણી આપણા રાજાની રાણીને હારમાં ખુટે છે, માટે જોઇએ છે,

જુઓ તમો કહેતા હો તો હું કુવે પાણી ભરવા જઇશ તે વખતે રાણીની દાસીઓને કહીશ કે તમારા રાણી સાહેબને મણી જોઇતો હોય તો મારે ઘેર છે પછી તમોને રાજા મણીની કીંમત પુછે ત્યારે તમો કહેશો કે અમારા ગરીબ માણસને મણી શા કામનો છે, આપના જેવા રાજા લોકોને શોભે માટે આપ તે લઇ લો.

આ પ્રમાણે પોતાના ધણીને કહી કુવે પાણી ભરવા ગઇ અને ત્યાં દાસીઓને કહ્યું કે રાણીને મણી જોઇતો હોય તો મારે ઘેર છે.

આમ કહી તે પાણી ભરી ઘેર આવી ત્યાં દાસીઓએ આ વાત રાણીને કહી. આ વાત રાણીએ રાજાને કહી કે બ્રાહ્મણને ત્યાં મણી છે. બ્રાહ્મણને તેડવા માટે રાજાએ સીપાઇ મોકલ્યો, કે બ્રાહ્મણને કહે જે કે રાજા તને બોલાવે છે. સીપાઇ બ્રાહ્મણને બોલાવી દરબારમાં આવ્યો. રાજાએ બ્રાહ્મણને કહ્યું કે તમારે ત્યાં જે મણી છે તેની કીંમત કહો ત્યારે બ્રાહ્મણે કહ્યું કે અમારા જેવા ગરીબ માણસને તે મણી શોભે નહી તે મણી રાજદરબારમાં શોભે માટે તમો લઇ લો મારે કીમત જોઇતી નથી આ જ્યારે કહ્યું ત્યારે રાજા એકદમ આનંદમાં આવી ગયો. અને ખજાનચીને હુકમ કર્યો કે સોના મહોરનો ખજાનો ઉઘાડી આ બ્રાહ્મ-ણથી તથા તેની સ્ત્રી તથા તેના છોકરાંથી સાત ફેરામાં

જેટલું લઇ જવાય તેટલું લઇ જવા દે, એટલે ખજાનચીએ સોના મહોરનો ભંડાર ઉઘાડી દીધો અને તે બ્રાહ્મણ, તેનાં સંતાન અને તેની સ્ત્રીથી જેટલું ઉંચકાય એટલું સાત ફેરા લઈ ગયાં અને તે મણીના પ્રતાપથી તે દ્રવ્યવાન થઇ ગયા.

આ વાત અહીંથી રહી અને મણીનું શું થયું તે આપણે વિચારીએ.

રાજાએ મણી હારમાં જડાવ્યો અને રાણીને સ્નાન કરવાને માટે અંધારી ઓરડી બંધાવી, રાણી તે હારને કોરે મુકીને સ્નાન કરે છે એમ કરતાં કરતાં છ મહીના વીતી ગયા.

એક દિવસ રાણી સ્નાન કરી હાર લીધા વગર પોતાના મહેલમાં ચાલી ગઈ પછી જ્યારે તે બપોરે સુઇ ઉઠી ત્યારે પોતાના ગળામાં હાર ન દીઠો. એટલે એકદમ ગભરાઈને દાસીને કહ્યું કે તું એકદમ નીચે જા અને મારા હારની તપાસ કર પણ ઓરડીમાં હાર ન દીઠો એટલે દાસીએ રાણીને કહ્યું કે હાર નથી રાણી એકદમ ક્રોધથી બોલી કે દીવો લઇ જઇ તપાસ કર ! પછી દાસી દીવો લઈ નીચે ગઇ અને ઓરડીમાં જઈ તપાસ કરી તો મણીને બદલે છોકરો રમતો દીઠો અને તેની પાસે જઈ પુત્રને લઇ રાણી પાસે ગઇ અને પેલો છોકરો રાણીની પાસે મુક્યો. રાણી પુત્રને જોઈ ઘણુ આનંદ પામી કારણ કે રાજાને કાંઇ સંતાન નહોતું. આ વાત રાણીએ રાજાને કહી તેથી રાજા ઘણો પ્રસન્ન

થયો અને આખા શહેરમાં આનંદ થઈ રહ્યો. હવે પેલો છોકરો દિવસે ન વધે તેટલો રાત્રે વધે એમ કરતાં તે પાંચ વરસનો થયો એટલે રાજાએ ઘણી ધામધુમથી નિશાળે બેસાડયો.

હવે આ વાત આટલેથી બંધ રહી ને હવે ઝવેરીની વાત શરૂ કરીએ. સુખપુરમાં એક કપુરચંદ કરીને શેઠ હતો. તેને ઝવેરી નામની દીકરી હતી. તે દીકરી વગર શેઠને એકે સંતાન નહોતું.

તેથી તે દીકરી ઉપર ઘણું હેત રાખતો હતો. ઝવેરી જ્યારે તેર વરસની થઈ ત્યારે તેના બાપે તેનો વિવાહ કર્યો હતો, પણ ઝવેરીને તો લાલ જ ગમતો હતો તેથી તેણે લાલ ઉપર નીચે પ્રમાણે પત્ર લખ્યો.

**પત્ર.**

**લી. તમારી વહાલી ઝવેરીના પ્રણામ**

**મારા વહાલા લાલ,**

**લી. આપની દાસી ઝવેરી**

લખવાનું કે હું આજરોજ રાતના બાર વાગે મહાદેવની પુંજાએ જવાની છું અને તમો આગમચથી જજો. હું આપના માટે જે સામાન અને ઘોડો જોઈશે તે લેતી આવીશ. આ પત્રનો જવાબ પાછો આપશો, અને જરૂર આવશો. **લી. આપની વહાલી**

લી. આપનો લાલ,

લખવાનું કે હું મારા બાપનો એકનો એક છોકરો છું માટે હું આવવાનો નથી. કારણ કે તારો વિવાહ મારા કાકાની સાથે થયેલો છે. તે જાણે તો મને મારી નાંખે. માટે હું આવનાર નથી એજ.

લી. લાલ.

લી. આપની દાસી ઝવેરી,

લખવાનું કે તમારા કાકા સાથે મારો વિવાહ થયો છે તે માટે તમારે જરા પણ બીવું નહી. માટે બાર વાગે તમો જરૂર આવશો.

લી. આપની દાસી ઝવેરી.

લી. તારો વિશ્વાસી લાલ,

લખવાનું કે આજે રાત્રે બાર વાગે જરૂરથી શીવના દહેરામાં આવીશ માટે તું ત્યાં તે વખતે આવજે.

લી. લાલના આશિષ.

આ પ્રમાણે કાગળ લખી લાલે રવાનઃ કર્યો. હવે લાલ રાતના અગીઆર વાગે મહાદેવના દહેરામાં આવ્યો. અને ઝવેરી પણ રાતના અગીઆર વાગે મહાદેવના દહેરામાં આવી. તે પોતાની સાથે કેટલુંક ઝવેરાત તથા બે ઘેડા પોતાની સાથે લાવી હતી. ત્યાંથી એક ઘોડા ઉપર લાલ અને બીજા ઘોડા ઉપર ઝવેરી બેસી ત્યાંથી રવાના થયાં અને સવારમાં

રાજા અને કપુરચંદને ખબર થઇ કે મારો પુત્ર લાલ અને શેઠની છોડી ઝવેરી બંને નાસી ગયાં છે તેથી આખા નગરમાં શોક છવાઇ ગયો. હવે ત્યાં લાલના કાકાને ખબર થઇ કે ઝવેરીને લઇને લાલ નાસી ગયો છે. તેથી તે પણ તેની તપાસ માટે નીકળી પડયો. હવે લાલ અને ઝવેરી ચાલતાં ચાલતાં જ્યાં પેલા બ્રાહ્મણે ઝોળી ધોઈ હતી તે તલાવડી ઉપર આવ્યાં. વિશ્રામ લેવાને માટે બેઠાં એટલામાં ત્યાં લાલનો કાકો આવી પહોંચ્યો આથી લાલ ઘણો ગભરાયો. અને ઝવેરીને કહ્યું કે જો પેલો મારો કાકો આવે માટે તને ને મને મારી નાખશે. પછી ઝવેરીએ કહ્યું કે ભલે આવવા દો બીશો નહિ એટલામાં લાલનો કાકો ત્યાં આવી પહોંચ્યો. અને તે બેઠાં હતાં ત્યાં તે પણ બેઠો, હવે ઝવેરીને તરસ લાગી હતી તેથી લાલના કાકાને કહ્યું કે જા પાણી લઇ આવ ત્યારે તેણે કહ્યું કે તારા લાલને મોકલ તેથી ઝવેરીએ લાલને મોકલ્યો અને કહ્યું કે જો લાલનો વાંકો વાળ થશે તો હું તને મારી નાંખીશ પછી તે બંને જણ પાણી લેવા તલાવડીમાં ગયા ત્યારે તેના કાકાએ કહ્યું કે જા લાલ ઝારી ભરી લાવ તેથી લાલ તલાવડીમાં પાણી ભરવા ઉતર્યો તેવોજ તેના કાકાએ ધકકો માર્યો કે જેથી કરીને સાપ થઇ ગયો અને પોતાને ઘેર ચાલ્યો ગયો.

આ વાત અહીંથી બંધ રહી, અને લાલના કાકાને શું થયું તે આપણે જોઇએ.

લાલને ધકકો મારી તે ઝવેરી આગળ આવ્યો. ઝવેરીએ પુછ્યું કે મારો લાલ કયાં ગયો? ત્યારે તે બોલ્યો કે મને કશી ખબર નથી. આથી ઝવેરીને એકદમ ક્રોધ વ્યાપી ગયો, અને તરવારથી ત્રણ ઘા કરી ત્યાં આગળ ટુકડા દાટી દીધા.

પછી તે તલાવડીની પાળ પર જઈ તપશ્ચર્યા કરવા બેઠી ઝવેરીને જ્યારે આઠ દીવસ તપશ્ચર્યા કરતાં થયા ત્યારે આકાશવાણી થઇ કે "તારા જમણા હાથની ટચલી આંગળી પાણીની અંદર બોળ, તેને વળગી તારો લાલ બહાર આવશે." ઝવેરીએ આ પ્રમાણે કર્યું જેથી કરીને તેનો લાલ બહાર નીકળ્યો.

પછી તેઓએ હેંડવા માંડયું તે સંધ્યાકાળે એક મોટા નગરમાં આવી પહોંચ્યા તેમણે ધર્મશાળામાં આશ્રમ લીધો. પછી ઝવેરીએ કહ્યું કે તમે અહીં બેસો, અને હું ઘોડા માટે ચંદી, તથા આપણા માટે ખાવાનું લેતી આવું. ત્યારે લાલે કહ્યું કે તું જાતે બૈરી છે. માટે તું જઈશ નહિ અને હું જઇ લેઇ આવું છું એમ કહી તે નગરમાં ગયો.

નગરમાં પેસતાંજ એક મોચણનું ઘર હતું ત્યાં આગળ તે મોચણની છોડી જોડા સીવતી હતી લાલે તે મોચણની છોડીને પુછ્યું કે, નગરમાં પેસવાનો કયો રસ્તો

ત્યારે તે મોચણની છોડીએ કહ્યું કે, હું તમને નગરમાં પેસવાનો રસ્તો બતાવું છું અને તમે અહીં બેસો, તે અંદર ગઈ અને એક કાળો દોરો લાવી લાલને પગે બાંધી દીધો. કે જેથી કરીને લાલ બકરી થઇ ગયો.

આ વાત અહીંથી બંધ રહી અને ઝવેરીનું શું થયું તે આપણે જોઇએ.

ઝવેરીએ રાત્રે દશ વાગ્યા સુધી રાહ જોઇ પણ લાલ આવ્યો નહિ. તેથી તે મરદનો પોષાક પહેરી શહેરમાં ગઈ.

તે એક ઘર આગળ જઈ કહેવા લાગી કે મને આજની રાતની રાતનો વિશ્રામ આપો.

ઝવેરી જે ઘેર ગઇ છે તે ઘેર કેમની વ્યવસ્થા છે તે આપણે જોઇએ.

આ ઘરમાં રડારોળ ચાલતું હતું કારણકે તેનો છોકરો આજે મરવાનો છે.

એ છોકરો સાથી મરવાનો છે તેનું આપણે વર્ણન કરીએ.

તે ગામના રાજાને એકની એક દીકરી હતી તેના પેટમાં નાનપણથી નાગનો કણો પેસી ગયો હતો તેથી તેના પેટમાં નાગના ઝેરથી લાહ્ય બળતી હતી. રાજાએ એવો હુકમ ફેરવાવેલો હતો કે મારી કુંવરીને જે પુરૂષ મટાડે તેને અડધું રાજપાટ તથા મારી કુંવરી પરણાવું. અને

જો સ્ત્રી મટાડે તો હું તેને પરણું અને રાજ્યની પટરાણી બનાવું, અને બીજો એવો હુકમ ફેરવ્યો હતો કે વારા પ્રમાણે દરેક ઘરમાંથી એક મનુષ્ય મારી કુંવરીની પાસે સુઇ રહે.

આ હુકમના પરિણામે આ સ્ત્રીના ચાર દીકરાઓ મરણ પામ્યા હતા.

છેલ્લો છોકરો આજે રાત્રે જવાનો છે તેથી તે બાઇ રડતી હતી. ઝવેરીએ તે સ્ત્રીને રડતી બંધ રાખી અને કહ્યું કે તારા છોકરાને બદલે હું જઇશ, અને તું રડતી બંધ થા આથી તે સ્ત્રીને હીંમત આવી અને રડતી બંધ રહી ગઇ. આથી સમજવાનું કે ( આ દુનિઆ સ્વાર્થની સગી છે. )

ઝવેરીએ પૈસા આપ્યા અને કહ્યું કે કંદોઇને ત્યાંથી દુધ લાવ અને તેનાં કુડાં ભરી તે કુંવરીના પલંગ પાસે મેલીને પાછી આવ તે પ્રમાણે તે બાઇએ કર્યું પછી ઝવેરીએ તે પલંગને ગુલાબજળ તથા અત્તર છાંટીને સુગંધીવાળો બનાવ્યો, અને પછી તે ત્યાં આગળ બેઠી.

કુંવરી રાતના બાર વાગે આવી તેવીજ તેને એકદમ ઉંઘ આવી અને પેટમાંનો સાપ બહાર નીકળ્યો. સાપ પલંગમાં ખુબ રમ્યો, અને પછી તે નીચે ઉતરી દુધ પી ગયો. આથી તે એકદમ સુસ્ત બની ગયો પછી તે પલંગ ઉપર ચઢવાનું મન કરે છે. તેવુંજ ઝવેરીએ તેના કડકા કરી

નાખ્યા અને ડબામાં ભરી દીધા પછી તે બાઈને ત્યાં ગઈ. આ વાત આહીંથી બંધ રહી અને રાજકુંવરીની શી બીના બની તેનું વર્ણન કરીએ.

આજે રાજકુંવરી ખુબ નીદ્રામાં પડી, કારણ કે આજે તેને આખા જન્મારાની નીદ્રા હતી, તે બપોરે બાર વાગે ઉઠી નહી, ત્યારે રાણીએ દાસીને મોકલી કે કુંવરીનું શું થયું તે જોઇને પાછી આવ, ત્યારે દાસી નીચે આવી જુએ છે, તો રાજકુંવરીને નીંદ્રામાં પડેલી દીઠી, એટલે એતો પાછી આવી, અને રાણીને ખબર કહી કે "રાજકુંવરી નીંદ્રામાં છે" રાણીએ આ વાત રાજાને કહી. રાજાએ તે છોકરાને બોલાવ્યો.

આ વાત અહીંથી બંધ રહી અને ઝવેરીની શી બીના બની તેનું વર્ણન કરીએ.

ઝવેરીએ તે સાપના કકડાની ગાંસડી બાંધી તે બાઇને ઘેર લઇ ગઇ, અને તે કકડા તે બાઇને આલ્યા, અને કહ્યું કે આ કકડા લઇને ત્હારા છોકરાને રાજદરબારમાં મોકલજે આથી ડોસી આનંદમાં આવી ગઈ. ( દુનીઆ સ્વાર્થની સગી છે તેનો બીજો દાખલો ) એટલામાં રાજદરબારનું તેડુ આવ્યું કે "તારા છોકરાને રાજદરબારમાં બોલાવે છે" છોકરાને લઇ સીપાઇ રાજદરબારમાં ગયો. છોકરાએ રાજાને દેખતાં સાપની ગાંસડી મેલી ઉભો રહ્યો રાજાએ પુછ્યુ આ સાપને

તેં માર્યો ? ત્યારે છોકરાએ કહ્યું કે મારે ત્યાં એક પરદેશી આવ્યો છે તેણે આ સાપને માર્યો છે. રાજાએ કહ્યું કે તું તેને મોકલ.

છોકરાએ ઘેર જઈ ઝવેરીને મોકલી ઝવેરી રાજ દરબારમાં ગઈ અને સલામ કરી ઉભી રહી. રાજાએ પુછયુ કે આ સાપને તમે માર્યો છે? ત્યારે ઝવેરીએ કહ્યું હા. ત્યારે તમે મારી દીકરી સાથે લગ્ન કરો. રાજા એમ નથી જાણતો કે આ પુરૂષના વેષે સ્ત્રી ઉભી છે. ઝવેરીએ કહ્યું કે મારે નીયમ એવો છે કે "સોળ વરસ વગર હું કોઈની સાથે લગ્ન કરવાનો નથી." અને મને છ મહીના પછી સોળમુ વર્ષ બેસશે માટે હું છ મહીના પછી લગ્ન કરીશ.

રાજાએ હ્યું કે તમારી ઇચ્છા પ્રમાણે વર્તશો એમ કહી ઝવેરીને લાલ બાગના મહેલમાં ઉતારો આપ્યો.

પણ તે ઉદાસી રહે છે, કારણ કે છ મહીનામાં લાલ નહી જડે તો રાજા મને નક્કી પરણશે.

આ વાત અહીંથી બંધ કરીએ ને લાલની શી બીના બની તેનું વર્ણન કરીએ.

તે મોચણની દીકરી, લાલને રાત્રે પુરૂષ કરે, અને દીવસે બકરી કરે આથી લાલ બહુ સુકાઈ ગયો છે.

ઝવેરીને આમ કરતાં કરતાં પાંચ મહીના થયા પછી તેણે એક યુક્તિ શોધી કાઢી તે યુકિત નીચે પ્રમાણે છે.

તે યુક્તિ ઝવેરીએ રાજાને કહી કે તમે આજ રાત્રે એવો ઢંઢેરો પીટાવો કે "દરેક મનુષ્ય પોતાનાં પાળેલાં જનાવર સાથે કાલે સવારે રાણી બાગમાં ઉજાણી કરવાને જાય." આથી રાજાએ ઝવેરીનું કહ્યું માની શહેરમાં ઢંઢેરો પીટાવ્યો.

આપણે જે નગરની વાત કરીએ છીએ તે નગર કેવડું મોટું છે, તે નીચે વાંચવાથી ખબર પડશે.

તે નગરનો ઘેરાવો બાર માઇલ છે તેને ફરતો કોટ છે. અને તે કોટને બાર દરવાજા છે તે નગરની અંદર ચોરાશી બજાર ને તેમાં અઢારે જાત રહે છે.

આપણે ઉપર રાણીબાગ વાંચી ગયા તે બાગ કેવો છે તેનું વર્ણન કરીએ.

તે બાગ શહેરથી બે માઇલ પર આવેલો છે અને તે બાગનો ઘેરાવો દોઢ માઇલનો છે. તે બાગની વચ્ચે એક સુશોભીત મકાન છે, અને તે મકાનની આસપાસ ફૂવારો છે. તે બાગની અંદર બધી જાતની વનસ્પતિ વાવવામાં આવી છે.

સવારના સાત વાગે બારે દરવાજેથી માણસ નીકળવા લાગ્યાં. ઝવેરી એક દરવાજે ઉભી રહી, પણ લાલનો પત્તો લાગ્યો નહી.

સાંજના ચાર વાગે ઝવેરીએ બધા દરવાજા બંધ

કરાવ્યા, અને ફક્ત એક દરવાજો ઉઘાડો રાખવામાં આવ્યો. ને દરવાજાના ઓટલા ઉપર બેઠી. જ્યારે સાંજના પાંચ વાગ્યા એટલે બધા માણુસો શહેરમાં પેસવા લાગ્યા. પણ લાલનો પત્તો ન લાગવાથી તે વધારે ઉદાસ થવા લાગી, પણ તેની આશા સફળ થઇ.

છેવટે પેલી મોચણુ બકરી સાથે તે શહેરમાં આવવા લાગી. ઝવેરીને દેખી લાલ ખમચાયો. એટલામાં ઝવેરીની નજર પેલા કાળા દોરા ઉપર પડી. તેથી તે એકદમ ઉભી થઇ અને તે દોરો કાપી નાંખ્યો એટલે લાલ મનુષ્ય થઈ ગયો.

મોચણુના હાંઝા ગગડી ગયા. પણ ઝવેરીએ તેને આ ગુના બદલ કશું કર્યું નહિ અને શાબાશી આપી, આ ઉપરથી સમજવાનું કે કોઇએ આપણુને નુકશાન કર્યું હોય પણ તેને નુકશાન ન કરતાં ઉપકાર કરવો.

ઝવેરીએ રાજાને કહ્યું કે તમારો જમાઇ આ રહ્યો અને હું તમારી દીકરી. માટે તમે રાજકુંવરી તથા મને આ લાલની સાથે પરણુાવો.

રાજાએ ધામધૂમથી બન્નેને પરણાવ્યાં અને તેમને રહેવાને માટે જુદો મહેલ આપ્યો.

લાલ પોતાનો જીવ બે વાર બચાવાથી ઝવેરી જે કહે તે કરતો. અને રાજકુંવરીની કોઇ પણ જાતની દરકાર રાખતો નહી.

રાજકુંવરી છ મહીના સુધી લાલ પાસે રહી પછી તે પોતાના બાપના મહેલમાં આવી.

એક દીવસ મહોતા પરબ આવ્યું. તે વખતે રાજકુંવરી તેની સખીઓ સાથે પેલી તલાવડીમાં સ્નાન કરવા ગઇ.

સ્નાન કરતાં કરતાં, સખીઓ બોલી કે "હે રાજકુંવરી તારા જેટલું સુખ કોઇને નથી" કુંવરી બોલી કે મારા જેટલું દુઃખ કોઇને નથી. કારણ કે લાલ ઝવેરીનું કહ્યું માને છે, અને મારૂં કહ્યું માનતા નથી. બીજુ કારણ લાલ આ તલાવડીના સાપના કુળનો છે.

આ બધી વાત લાલની મા ત્યાં આગળ હતી તેણે સાંભળી આથી તે બહુ પ્રસન્ન થઇ. રાજકુંવરી સ્નાન કરી તે રાજમહેલમાં ચાલી ગઈ.

આ વાત અહીંથી બંધ થઇ અને લાલની મા શું શું કરે છે તે આપણે જોઇએ.

લાલની માને વિચાર આવ્યો કે લાલને કયે રસ્તે ઘેર લાવું. છેવટે એક યુક્તિ શોધી કાઢી તે યુક્તિ નીચે પ્રમાણે.

તે હરરોજ સવારમાં ઇલાયચી, બદામ નાખીને તૈયાર કરેલું દુધ તે શહેરમાં જ્યાં આગળ લાલનો મહેલ હતો ત્યાં આગળ વેચવા જતી અને તે દુધ શહેરના દુધ કરતાં

ઓછા ભાવે આપતી. આથી તેનું દૂધ બધા લોકો લેતા અને ઝવેરી પણ તે લેતી.

એક દીવસ સવારમાં ઝવેરીને પોતાની માની કનેથી દૂધ લેતાં જોઇ. દૂધ લીધા પછી લાલે ઝવેરીને કહ્યું તારે તે બાઇ પાસેથી દૂધ લેવું નહી, પણ ઝવેરીએ તેની કનેથી દુધ લેવાનું ચાલુ રાખ્યું.

ત્યારબાદ એક દીવસ નાગણે કહ્યું, કે તમે તમારા ભરથારને પુછજો કે તમારા બાપનું નામ શું, અથવા મને તમારી થાળીમાં ખાવા દો.

લાલ જ્યારે દરબારમાંથી બાર વાગે આવ્યો ત્યારે ઝવેરીએ કહ્યું કે તમારા બાપનું નામ શું ? લાલે કહ્યું, કે મારા બાપનું નામ સરદારસીંગ. ઝવેરીએ સાચુ માન્યું.

બીજે દીવસે સવારમાં નાગણ દૂધ આપવા આવી, ત્યારે પુછયું કે તમે તમારા ભરથારને નામ પુછયું કે ? ઝવેરી બોલી કે હા. શું કહ્યું, એ તમે મને કહો ! ઝવેરીએ કહ્યું કે સરદારસીંગ.

નાગણે કહ્યું, કે તમે તમારા ભરથારને કહેજો કે તમે મણીમાંથી ઉત્પન્ન થયા છો માટે તમારા બાપ સરદારસીંગ હોયજ નહિ, માટે તમે તમારા બાપનું નામ સાચું કહો નહી તો તમારી થાળીમાં ખાવા દો, એમ કહી તે નાગણ ચાલી ગઇ.

લાલ પાછો તે દીવસે દરબારમાંથી આવ્યો, ત્યારે ઝવેરીએ કહ્યું, કે તમારા બાપનું નામ શું ? ત્યારે લાલ બોલ્યો કે સરદારસીંગ. ત્યારે ઝવેરી બોલી કે સરદારસીંગ હોયજ નહી; કારણ કે તમે મણીમાંણી ઉત્પન્ન થયા છો માટે સાચું કહો નહી તો તમારી થાળીમાં મને ખાવા દો. લાલે કહ્યું કે હું આજે નહીં નામ દઉં કાલે દઇશ એમ વાયદા ઉપર વાયદા કરતો જાય.

પણ ઝવેરીએ તેનો કેડો ના છોડયો. ત્યારે છેવટે લાલ વિચાર કરવા લાગ્યો કે હું જો મારી થાળીમાં ખાવા દઉં તો ઝવેરી મરી જાય છે અને હું નામ દઉં છું તો હું નાગ થઇ જાઉં છું. છેવટે તે એક નિશ્ચય ઉપર આવ્યો કે કાલે તલાવની ઉપર જઇ ત્યાં આગળ બાપનું નામ દઇ હું મારા ઘરમાં ચાલ્યો જઇશ. એમ વીચાર કરી ઝવેરીને કહ્યું, કે હું પેલી તલાવડી ઉપર હું મારા બાપનું નામ દઇશ એમ કહી તે દરબારમાં ચાલ્યો ગયો.

આથી ઝવેરી બહુ આનંદમાં આવી ગઇ. ગુજરાતીમાં કહેવત છે કે ( નારીની બુદ્ધિ પાનીએ હોય. )

બીજે દીવસે સવારમાં લાલ અને ઝવેરી બંને પેલી તલાવડી ઉપર ગયા પછી લાલ તલાવડીની અંદર ગયો અને બોલ્યો.

ઝવેરી હું મારા બાપનું નામ દઉં કે પાછો આવું.

ઝવેરી બોલી કે નામ દો.

લાલ ઢીચણ સુધી પાણીમાં ગયો અને બોલ્યો, કે ઝવેરી નામ દઉં કે પાછો આવું.

ઝવેરી બોલી કે નામ દો.

પાછો લાલ ગળા સુધી પાણીમાં ગયો અને બોલ્યો કે ઝવેરી નામ દઉં કે પાછો આવું.

ઝવેરી બોલી નામ દો.

છેવટે લાલ બોલ્યો કે મારા બાપનું નામ નાગ. નાગ કહેતાંની વારજ લાલ નાગ થઈ પોતાને ઘેર ચાલ્યો. ( આ ઉપરથી સમજવાનું કે ઝવેરીને ન મારતાં લાલ મનુષ્યનું સુખ તજી નાગ થઈ ચાલ્યો ગયો, તે એક ક્ષમાનો બીજો દાખલો.)

પછી ઝવેરી નીરાશ થઈ ઘેર ચાલી આવી, અને રાજાને ખબર કહાવી કે લાલ શીકાર કરવાને બહાર ગયા છે તે હજુ સુધી આવ્યા નથી માટે તમે જલદી તપાસ કરો.

રાજાએ લાલની તપાસને માટે માણસો મોકલ્યાં પણ માણસો નિરાશ થઈને પાછાં આવ્યાં. છેવટે રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે "જે કોઈ લાલને શોધી લાવશે તેને અડધું રાજપાટ રાજા આપશે." પણ લાલ સાપ થઈ ચાલ્યો ગયો છે એટલે કયાંથી જડે. છેવટે રાજા નિરાશ થયો.

લાલના ગયા બાદ ઝવેરીએ બધા શણગાર ઉતારી

નાંખ્યા અને ધોળાં વસ્ત્ર પહેરવા માંડ્યાં અને એક સદાવ્રત ખોલ્યું.

લાલને મરી ગયે એક મહીનો થયો. તેજ દીવસે તે શહેરથી પાંચ માઇલને છેટે એક ગામ હતું તેમાંથી એક બહુ ગરીબ બ્રાહ્મણ શીધું લેવાને આવ્યો. ઝવેરીએ બ્રાહ્મણને દેખી કહ્યું કે આજે તમે અહીં રહો અને કાલે સવારે જજો કારણકે આજે મારા લાલને ગયાં એક મહીનો થયો

બ્રાહ્મણે કહ્યું કે ભાઈ ક્ષમા કરજો કારણકે મારાં છોકરાં કાલનાં ભુખ્યાં છે માટે મને હમણાં જવા દયો.

ઝવેરીએ ના કહ્યું તેથી તે ત્યાં આગળ રસોઇ કરી ને જમ્યો અને પછી ઝવેરીએ બધી પોતાની વીગત કહી સંભળાવી આથી તે બહુ દિલગીર થયો પણ કરે શું પછી ઝવેરીએ શીધું આપ્યું અને પાંચ રૂપીઆ દક્ષીણા આપી વિદાય કર્યો.

પેલી તલાવડીની પાળ ઉપર થઇ બ્રાહ્મણને પોતાના ગામમાં જવાનો રસ્તો છે. બ્રાહ્મણ તે તલાવડી નજીક આવ્યો એટલામાં સંધ્યાકાળ થઇ તેથી તે નજીકના વડ ઉપર ચઢીને બેઠો.

આ વાત અહીંથી બંધ રહી અને લાલનું શું થયું તેનું વર્ણન નીચે પ્રમાણે છે.

લાલની માએ માનતા માની હતી કે લાલ જડે તો આખા ગામના લોકોને છ મહીના સુધી તલાવડીના કાંઠા ઉપર મીજબાની આપવી. આથી હરરોજ તે કાંઠા ઉપર મીજબાની આપતી હતી.

મીજબાની શી રીતે થતી તેનું વર્ણન નીચે પ્રમાણે છે.

પહેલાં બે સાપ આવતા તે તલાવડીનો કાંઠો ચોકખો કરતા, પછી બે સાપ આવતા તે દુધનાં કુંડાં બીછાના ઉપર મેલી ચાલ્યા જતા, પછી બે સાપ આવતા તે ફૂલ વેરી ચાલ્યા જતા, અને છેવટે બે સાપ આવતા તે અત્તર તથા ગુલાબ છાંટી ચાલ્યા જતા, છેવટે એક મોટો નાગ અને તેની આસપાસ નાના મોટા નાગો વીટળાઈ તે બીછાના ઉપર આવતા તેમાં લાલ પણ આવતો પણ તે ઉદાસ મુખે ઝવે-રીનો મહેલ જે તરફ હતો તે તરફ બેસી રહેતો.

આજે તે લાલના બાપે કહ્યું કે લાલ આ વખતમાં ઝવેરીને વીસરી જાવો. અને અહીંનું સુખ માનો પણ લાલ ખાતો નથી કે પીતો નથી અને શોકવાન થઈ બેસી રહે છે.

આ બધું પેલા બ્રાહ્મણે સાંભળ્યું તેથી તેને ઝવેરીની વાત સત્ય લાગી તેથી બીજે દીવસે પોતાને ત્યાં સીધુ નાખી તરત પાછો ફર્યો અને ઝવેરીના મહેલમાં આવી પહોંચ્યો.

બ્રાહ્મણે ઝોરીને કહ્યું કે તમે હું જે કહું તે મને આપો તો હું તમારા લાલને મેળવી શકીશ.

ઝવેરીએ ઉત્તર આપ્યો કે તમે જે કહેશો તે હું કરીશ.

બ્રાહ્મણે કહ્યું કે પચીસ મણ દુધ તેજાના નાંખી ઉકાળો અને તેનાં કુંડાં ભરી તલાવડીના કાંઠા ઉપર સાંજના છ વાગે મેલી આવો.

ઝવેરીએ પચીસ મણ દુધ તેજાના નાંખી ઉકાળ્યું અને તેનાં કુંડાં ભરી તલાવડીના કાંઠા ઉપર મેલી દીધાં, તથા સુંદર બીછાનાં પથરાવ્યાં અને અત્તર તથા ગુલાબજળ છાંટવામાં આવ્યું.

પછી સંધ્યાકાળે ઝવેરી અને બ્રાહ્મણ પેલા વડ ઉપર ચઢી ને બેઠા.

રાતના સાત વાગે ઉપર જણાવ્યા પ્રમાણે પેલા બે સાપ આવ્યા તે પાછા ન જતાં, ત્યાં આળોટવા લાગ્યા બીજા બે સાપ આવ્યા તે પણ પાછા ન જતાં તેમના જેવું કરવા લાગ્યા.

ઘેર એક સાપ પાછો ન આવવાથી, શહેરમાં હાહાકાર વર્તી રહ્યો. આનું પરીણામ જોવાને બધું ટોળું આવ્યું. આ ટોળાએ આ બધું જોઇ એકદમ અચંબો પામી ગયા. અને લાલનો બાપ બોલ્યો કે " જે માણસે આ કામ કર્યું છે, તે જો હમણાં અહીંયાં હોય તો જે માગે તે આપુ. "

આ વચન સાંભળીને બ્રાહ્મણ બોલ્યો કે ઝવેરી નીચે ઉતર અને લાલના બાપને પગે પડ !

ઝવેરી કોઈ ના જાણે તેમ ઉતરી અને લાલના બાપના પગે પડી, તે સાપે કહ્યું કે "અખંડ સૌભાગ્યવતી" ઝવેરી તે વખતે બોલી કે મારૂં સૌભાગ્ય તમારી કને છે.

સાપે કહ્યું કે કોણ ? લાલ,

ઝવેરી બોલી કે હા.

સાપ લાલના ભણી જોઈ બોલ્યો કે લાલ ઉઠો "તમને મારો આશીર્વાદ છે" તમે સો વરસ સુધી મનુષ્યનું રૂપ ધારણ કરો અને ત્યાર પછી તમે પાછા આવજો.

લાલ અને ઝવેરી બંન્ને શહેરમાં ગયાં લાલને આવ્યાની વાત જાણી આખા શહેરમા આનંદ આનંદ થઈ રહ્યો.





# વરઘેલી વિણા

યાને

# પ્રેમી કે પાગલ.

## ભાગ ૫.

લેખક—શ્રીયુત કવિ

**જોઇતાભાઇ ભગવાનદાસ**

કઠલાલકર

પાસેથી સર્વ હક ખરીદ કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર

**જદુલાલ નારણદાસ.**

ઠે૦ જાદવ પુસ્તકાલય.

સ્વામીનારાયણના મંદીર પાસે

નડીઆદ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૮૦.    સન ૧૯૨૪.

કીંમત

એક આનો.

આ ટાઇટલ શ્રી લક્ષ્મીવિજય પ્રી. પ્રેસ ( [illegible] ) માં [illegible]

રાયચંદ છગનલાલે છાપ્યું રતનપોળ—અમદાવાદ.

## આ પુસ્તક મળવાનાં મુખ્ય ઠેકાણાં.



મણીલાલ મોહનલાલ માતરીયા,
નડીઆદ.

જદુલાલ નારણદાસ બુકસેલર,
નડીઆદ.

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર,
(રીચીરોડ) અમદાવાદ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટ બુકસેલર
( ત્રણ દરવાજા ) અમદાવાદ.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર
( પાનકોરનાકા ) અમદાવાદ.

અને એ સિવાય જાણીતા તમામ વેપારીઓ પાસેથી મલી શકશે,

# વરઘેલી વીણા.

## યાને

# પ્રેમી કે પાગલ.

### ભાગ ૫

કર્તા—જય ! નર્મદે વિણા કહી પોતે સરિતામાં પડી
સાહસ થકી અટકાવવા તે પાસ નહોતું આ ઘડી
નિર્દોષ બાળા આમ મરતાં રે તરૂ તીરનાં રડયાં
આ ઘાત પંખીને થતાં માળા થકી નીચે પડયાં – ૧

પોકારતી કુન્દન અરે ? કુન્દન અરે ? એ મુખથી
કુન્દન તણા વિરહે થકી એ એમ મરતી સુખથી
પડતું મુકયું સરિતા વિષે વમળે પડી ડુબી ગઈ
કંઈ વાર જળમાં રહી અને પાછી તરી આવી જઈ– ૨

છે દેવ જેનો પાધરો તેને નકો મારી શકે
વળી રામ રાખે જેહને તેને નકો મારી શકે
એમ ન્યાય પણ વીણા તણા લલાટમાં લખીઓ હતો
હજુ દુઃખ અવસરએ વિણાનાભાગમાં લખીઓ હતો – ૩

જ્યારે તરી જળ ઉપરે વીણા હતી કંઇ ભાનમા
ચોપાસ દ્રષ્ટી ફેંકીને ઇચ્છે મદદ બે ભાનમાં
બે હાથ પહોળા કંઇ કરી કહેવા જતી કીરતારને
એક કાષ્ટ તરતું આવીયું અટકયું વીણાના હાથમાં - ૪
ઝાલી લીધું તે જળ થકી વિણા ચઢી તે પર પછ
કંઈ કાળના મુખે થકી તો હાલ વિણા ઉગરી
રે રે તણાતી તે વીણા કાષ્ટની ગતીએ અહા ?
ભર સાગરે આવી ગઇ જયાં જગ નિધી ઘુઘવે અહા- ૫
બાળા હતી અબળા વળી વિલાસમાં ઉછળી હતી
ના, ના ભયંકર આ ઘડી જીવન ભરે દીઠી ન'તી
બેઠી હતી તે કાષ્ટ પર પણ ભાન નોતું દેહનું
આસ્માન અવની જળ તણું ના ભાન તેને તેહનું- ૬
બે ભાન થઇ તે સાગરે ઘુમતી તણાતી તે જતી:
ના ભાન તેને ગઇ દુરે રજની બધી વીતી હતી
ઉગ્યો પ્રભાકર પુર્વમાં સુવર્ણ કીરણો પાથરી
ના ભાન પણ તેનું હતું જાતી હજુ વીણા તરી - ૭
જાતું હતુ એક જહાજ ત્યાં આ વખ્ત એ દરીઆમહી
નાવિક તેમાં ત્રણ હતા તે વિણ જન તેમાં નહિ.
તે માંહી ભરીઓ માલ છે સોદાગીરી તેતો બધો
બંદરે સીધાવે ભાવનગરે શેઠ નેમાતો નતો - ૮

રવી ઉગતાં નાવીકની દષ્ટી ગઇ વિણા પરે
તરતી હતી એ કાષ્ટ પર બે ભાન થઇ તે તો અરે
જળચર જીવો પણ તેહને ના,ના જરી હજુએ નડયા
દુખ પુર્ણ જીવને જોઇને છે કાળ પણ પાછાપડયા — ૯
એ રીત પણ વિણા હજુએ દુખથી જીવતી હતી
તે પર હવે નાવીકની દષ્ટી અરે ઠરતી હતી
એ જોઇને હંકારીઉં છે વહાણ વિણાની ભણી
હરખ્યા ઘણું નાવીક છે એ ભેટ ઉત્તમ તો ગણું —૧૦
વિણા નિકટ નાવીકતો એ વેગથી આવી ગયા
જોઇ સ્વરૂપે સુંદરી વિસ્મય અરે તેથી થયા
હાલે નહિ ચાલે નહિ શબ વત હતી એ સુંદરી
તે જોઇ નાવીકો ધસ્યા હોડી જરા આઘી કરી —૧૧
લીધી પછી ધીમી રહી હોડી મહી એ સુંદરી
વિચાર કરતા શ્વાસ છે હજુએ જીવે એ સુંદરી
બોલ્યા વિના ધીમે રહીને શુશ્રષા કરતા હતા
અતિ આસ્તે ગરમીની અરે એ આંચતો દેતા હતા—૧૨
આશા પડી જીવ્યા તણી નાવીકને વિણા તણી
તેથી અરે નાવીકમાં તકરાર જામી ત્યાં ઘણી
નાવીક—૧—ત્યાંએક કહેતો હું વરૂં આને અરે અહીંથી જઇ
મુજ રૂપને મળતી મળી મારા મહી ખામી નહિ —૧૩

નાવીક—બીજો કહે એ જાગશે તવ મુજને એ માગશે
શું રૂપ મારૂં છે નહિ એ દેહ મુજને આપશે
નાવીક—ત્રીજો કહે ઓ ભાઈઓ ? તમ ઘેર સ્રીઓ છે વળી
હું તો હજુ વાંઢો રહ્યો દો તેહથી અર્પણ કરી —૧૪
લઢતા પરસ્પર તે વળી કરતા ઘણું તોફાન તે
વિણા કશું જાણે નહિ તે તો ઉંઘે બે ભાનથી
ગોડી ઘણી ઘડીઓ જતાં ચક્ષુ વિણાનાં ઉઘડયાં
ચોપાસ દ્રષ્ટી ફેંકીને નયનો વળી પાછાં બીડયા —૧૫
ચુપકી ધરી નાવીક ત્યાં બેઠા વળી આઘા ખસી
મનમાં ઘણા રાજી થતા ને તાળીઓ લેતા હસી
પુરી હવે જાગ્રત થઈ વિણા ઉઠી હોડી મહી
ચોપાસ સાગર ઘુઘવે અવની કહાં દેખી નહિં —૧૬
નાવીક [illegible] તણા તહાં મૃદુ હાસ્ય હસતા હતા
વિણા તણા નિર્ભય થતાં અવયવ બધા ખીલે જતા
વિણા—વિણા વદી ઓ ભાઈ કહો હું શી રીતે આવી અહિ
જીવન તણા દાતા તમે હું ઓળખું તમને નહિ —૧૭
નાવીક—નાવીક વદ્યા ઓ સુંદરી જળમાં તણાતી જોઈને
લીધી અમે તાણી તુને મરતી બચાવી જોઈને
વીણા—ઉપકાર માનુ આપનો આ નાવડુ કયાં જાય છે.
ઉતારશો કયા મુજને એના વિચારો થાય છે —૧૮

નાવીક—ફીકર તજો આ સુંદરી ના કષ્ટ તમને આવશું
અમ ત્રણ જણામાંથી તમોને રૂડી રીતે રાખશું
કર્તા—વાણી સુણી નાવીકની વિણા વળી મુર્છાત થઇ
રે હાય ! દુખમાં ક્યાં જીવી કહીને વળી સુઇ ગઇ —૧૯
કો વાર એ સ્થીતી રહ્યા પાછી ઉઠી ડરતી દીલે
વિણા—વિચાર કરીને તે વદી વળી કંપતી વદને વીલે
હા ના કહું જો અહિં વળી સાગર મહીએ નાખશે
આ દુઃખમાંથી કોઇક દીન શુભસુખનો એ આવશે—૨૦
માટે વદી વિચારતી ઓ ભાઇ સાચુ વેણ છે
તમ ઘેર આવું હું એ સત્ય મારૂ કહેણ છે
સુખ રૂપ મુજને સાચવી તમ ઘેર મુજને લઇજશો
કરશે ભલુ ભગવાન તો સુખીઆ વળી આપે થશો—૨૧
કર્તા—નાવીક માની મોદ મન હંકારતા હોડી ગયા
વિણા તણી સંભાળતો રસ્તે જતાં લેતા ગયા
જળ માર્ગ કાપ્યો કંઇ દીને આવી ગઇ અવધી હવે
ઓ આવીયું છે શહેર આ કહેતાં પહોંચ્યાં બંદરે —૨૨
લંગર કર્યું બંદર પરે નાવીક ત્યાં ઉતર્યો ત્રણે
પહેરાવીઓ નર ડરેશ તો અંગે અરે વિણા તણે
નાવીક ઉતર્યા ત્રણ તહાં ચોથી વિણા નર વેશમાં
હતો કાયદો જડતી તણો નવું આવતું જે દેશમાં —૨૩

બંદર પરે પગ મુકતા પકડયાં ચિકીત્સા કારણે
નિહાળી ત્રણેને કાઠીઆ આવી વીણા ત્યાં આગળે
વિણા તણા શ્રી ચેનથી અધીકારી વિસ્મય થઇ ગયો
બોલી શક્યો ના તેજથી આભો બની ઉભો રહ્યો —૨૪
પકડાઇ વિણા જોઇને નાવીક ગયા ત્યાંથી ખસી
અધીકારીના કરમાં અહિં વિણા હવે આવી ફસી
ત્યાંથી વિણાને લઇ ગયો અધીકારી એ ઉપરી કને
વીણા તણી ત્યાં શી દશા કહુ સાંભળો ત્યાં જે બને —૨૫
પોતે થઇ સ્ત્રી વેશમાં અધીકારી આગળ જઇ ઉભી
સૌન્દર્ય તેનું જોઇને શું તે શકે તેને દુભી
અધિકારીએ પુછતાં તહાં વિણા વદી સાચુ બધુ
જે જે વિતી નીજ દેહને તેતો કહી દીધુ બધુ —૨૬
રંભા સમી વીણા હતી સર્વાંગ કોમળતા વસી
પ્રીકાશ મુખ પર મારતી પણ તેજમાં બીજો શશી
અધીકારી—અવની વિશે કો સુંદરી વિધીએ કદી સરજી હશે
અધીકારી મન શંસયવસ્યો અહિં મેનકા આવી હશે—૨૭
કર્તા—તે જે ગયો અંજાઇ તે નીજ ભાન ભુલ્યો દેહનું
અધીકારમાં હરદમ રહેતું તપ્ત ભેજુ તેહનું
નિર્દોષ બાળાઓ કંઇ આ દુષ્ટને કર આવતી
થાતાં શીયળનો ભંગ તેતો તે પછી છુટી જતી —૨૮

વિણા તણી પણ એ દશા એ દુષ્ટ કરવા ધારતો
બીજી બધી સ્ત્રીઓ સમી વિણા અરે વિચારતો
નિશ્ચય કરી મનથી અરે વિણા તણી પાસે ગયો
અધીકારી—નારીખડગ વ્હાલીકહી વિણા તણેજઇ કરગ્રહ્યો—૨૯
રાતી કરી કીકી નયન માતી સીંહણ જેમ ઉચરે
વિણા—પાપી ઉભો રહે દૂર કહી લાત દીધી જઈ ઉરે
કર્તા—છેટે જઇ ઉભી પછી શું થાય છે જોતી વિણા
જ્યમ પારધીપાસે મૃગી ત્યમ કંપતી ઉભી વિણા—૩૦
અપમાન અધીકારી તણું થાતાં ભરાયો રોશમાં
બંધન કરી કારા ગ્રહે વિણા તણા એ દોશમાં
શીયળ સલામત રહી જતાં વિણા ગઇ રાજી થઇ
નીજ ધર્મની રક્ષા થતાં એ દુખ ના લાગ્યું કંઇ —૩૧
કાળા ગ્રહે પણ ના ભુલી કુન્દન તણીએ નામને
અતી દુખમાં એ માનતી એ નામને આરામને
હરદમ હૃદે ફરતી જતી કુન્દન તણી ઘટ માળને
આ લેખણી મુતી અંતરે વિતા વતીએ કાળને —૩૨
કોઈ દિન જેલર આવીને સમજાવતો વિણાપરે
જેલર—ઓ સુંદરી આ દુખમાં રહેવું તુંને ગમતું અરે
જો માનશે મારૂ કહ્યું તો કષ્ટ આ તારૂં જશે
આ નર્કમાંથી નીકળી સુખેશ્વર તારૂ થઇ જશે —૩૩

વિણા—વિણા તહાં બોલી વળી શું બાયલા બેસે અહિં
સીંહણ ખરી આ જાણશે શીયાળવી આ છે નહિ
એ સુખ કરતાં દુખ આતો સો ગણું સારૂ ગમે
જો વાલ ખોડી ઉચર્યો તો મ્હોત તારૂ અહિ ભમે —૩૪
જેલર—તું માન મુગ્ધા કહું ફરી સ્વાધીન થા અધીકારને
કળથી નહિ માને કદી તો બળ કરીશુ ધારીને
જો વિચારી દિલમાં અહિં કોણ તારૂ છે વળી
પુરી તુંને રંજાડશુ અહિંયાં અમે ટોળે મળી —૩૫
વિણા—વિણા વદિ ત્યાં બળ થકી ઓ દુષ્ટ ઝાઝુ બોલમાં
કળ બળ અહિં તારૂં નહિ ચાલે કદાપી દોરમાં
નવ જાણજે અહિં કોણ છે બેલી સહુનો રામ છે
મુજ વાળ વાંકોનહિ થશે તુજ ખોટીએ સઉમાયછે—૩૬
અધીકારી—બતલાવ રંડા રામ તું અહીંઆં વસીને ક્યાં રહ્યો
બોલાવ ના અહિં હોયતો જે રામ તેં મુખે કહ્યો
નહીતો હવે સ્વાધીન થા મિથ્યા તજી વિવાદને
કર્તા—કહેતો અચાનક આવીઓ અધીકારી એવી બાજી—૩૭
ફડ ફડ ધ્રુજી વિણા રહી સંભારતી શ્રી ઇશને
વિણા—ઓ તાત લજ્યા રાખજે કહેતી સમરે જગદીશને
તારા સીતાને દ્રોપતી એતો બધી સતીયો હતી
અણીને વખત તેની પ્રભુ લાજ રાખી તે જતી —૩૮

હું પણ હજુ છું તેમની અનુંગામીની પદરજવળી
કુન્દન વિના કો નર ભણી ના સ્નેહની દષ્ટી કરી
એ સત્યના શાક્ષી પ્રભુછે એકલા અહિંઆં તમે
તો મારજો કે તારજો કરજો દશા તમને ગમે −૩૯
કર્તા–વળી હાથ જોડી કરગરી કહેતી હતી અધીકારને
અબળા તમારી ગાય હું જીવતી મુકો એ ધારીને
અધીકારી અંતર રોષ છે ના દાદ અંતર ઉતરી
દાખલ થયો તે જેલમાં કંઇ કોધ આવ્યો ઉભરી −૪૦
અધીકારી–વદીઓ વળી તે કરોધથી હું કેશરી તું ગાય છે
આ સીંહના પંજા થકી છુટી હવે ના થાય છે
જો જીવવું ચાહે અહિં તો સત્ય મારૂં માનજે
આલીંગંના દઈ અવનવાં તુજ અંકમાં બેસાડજે −૪૧
કર્તા–ખાણુતી ભુમી વામા ખડી આ વેણુ વસમાં સાંભળી
વિણા—જાણ્યું હવે જીવન તણી આવી ગઇ છેલ્લી ઘડી
કર્તા—અધીકારીએ આ મઉનનો કંઇ લાભ સીધો લેઇને
વળગ્યો જઇ વિણા કરે નીજ શાસ્ત્ર છોડી દેઇને −૪૨
ઝબકી ઉઠી વિણા હવે અધીકારીના આ કૃતથી
તરછોડતી કર તે વદી દુર પાર રહે દુષ્ટ કૃત્યથી
ચોઢયા તમાચા ચાર કંઈ વિણા થઇ આવેશમાં
એ કામની કાળી તણા બદલાઇ છે કંઈ વેશમાં −૪૩

અધીકારી પણ આવેશમાં કુપે થયો પુરો હવે
લઇ બાથમાં નાખી ભૂમિ અબળા અબળ ત્યાં શું કરે
વિણા–પોકારતી વિણા હવે કંઇ ચીસ પાડી કારમી
આવો બચાવો કોઇ મુજ લાજ લુટે પારધી -૪૪
કર્તા—આચણ્ક જ્યાં નીકળ્યા તહાં કો સાદ લાગ્યો આવવા
રાજા–પાપી સબુર કર તું હવે તુંજ ક્રુર બદલો આપવા
હું આવીયો અહિંઆં હવે એ સુંદરીને રક્ષવાં
તુજ તોરને પુરો હવે હું આવીઓ અહીં ભક્ષવા -૪૫
કર્તા–અધિકારી નીરખે વ્હારમાં કો વસ્ત્ર કાળાં પહેરીને
વળી શસ્ત્રથી સજ્જીત થઇ દીઠી ભીષણ એ મુર્તીને
અધીકારી સામો ઉલટયો લઇ ખડગ ચોધારૂ વળી
તે વ્યકિતને અધીકારીની દ્દષ્ટી હવે પુરી મળી -૪૬
અધીકારી લજ્જીત થઈ ગયો નીજ શસ્ત્ર છોડી તો દીધાં
તે વ્યકિત ચરણે હવે અંગો બધાં સોંપી દીધાં
અધીકારી–મહારાજ કરીને મહેર મુજને તો અભયવર આપજો
હું પાપીઓ પુરો બન્યો મુજને હવે જીવાડજો -૪૭
કર્તા—રાજા હતા એનેક ન્યાયી ધર્મના વળી સ્થંભતો
જાતે નિહાળી કાઢતાં નિજ રાજ્યનો જે દંભતો
એ રીતથી નિહાળતા ચર્ચા અહિ આવ્યા હતા
વળી દેશ ધારી ગુપ્તએ વળી કૃષ્ણ વસ્ત્રો ધારતા —૪૮

રાજા કંઇ બોલ્યા નહિ આ વખતતો અધીકારીને
બોલાવીને અનુચર કને જેલે પુરાવ્યો ધારીને
વિણા હતી જે જેલમાં તેને હવે મુર્છા વળી
આ દ્રષ્ય તો જોતી હતી નિર્ભય પણે શાંતિ ધરી—૪૯
રાજા—રાજા વિણા પાસે ગયા કહી ધર્મની ઓ દીકરી
નિર્ભય હવે તું છે થઇ તુજ વાત કહે માંડી કરી
કર્તા—વિણા હવે નિર્ભય થઇ નીજ વાત વીતક કહી બધી
તે રાયને ઉતરી ગળે ઉપજી દયાની લાગણી —૫૦
તે જેલથી કાઢી વિણા સાથે લઇ રાજા ગયા
વિણા તણા ઉચાટતો હલકા હવે થોડા થયા
કુન્દન તણો પણ પ્રેમ એ વિણા હજુ ભુલી નહતી
કુન્દન તણા દર્શનતણી ચીંતા ઉરે હજુએ હતી—૫૧
અધીકારીને જેલર તણો કરી ન્યાય રાજાએ વળી
દઈ દંડ ભારે તેમને હદ પારતો દીધા કરી
તેથી હવે એ દુષ્ટ તો વિણા પરે બળતા હતા
વિણા ફસાવા પાસમાં કંઇ દાવ તે શોધે જતા —૫૨
રણુ વાસમાં વિણા રહી થઇ શિક્ષિકારણી તણી
રાજા અને રાણી અરે મમતા ધરે તેથી ઘણી
સદગુણની શુભ છાપ તે પરીજન પરે પાડી દીધી
તેથી કૃપા તો રાયની ત્યાં મેળવી સ્હેજે લીધી —૫૩

રાણી વીણાની આપણે અભ્યાસ સંગીતનો કરે
રાજા અને રાણી તણું સંગીતમાં મનડું ઠરે
કો દીન રાજા રાણી જઈ ઉધાનમાં બોલાવતાં
મીઠી મધુરી લહેરમાં પાસે વીણા ગવડાવતાં —૫૪

સંધ્યા સમે આ વાસમાં વીણા હતી તે એકલી
અનુચર—અનુચર વદયો ત્યાં ખાસદાર દોડી મ્હાં આવ્યો વળી
તેડાવતાં ઓ બેન તમને રાય રાણી બાગમાં
મીજલસ મળી સંગીતની વિવાદ પડીઓ રાગમાં —૫૫

કર્તા—તઇયાર થઇ વીણા તહાં જાવા અરે ઉતાવળી
ગાડી હતી તઇયાર તેમાં શાંતિથી બેઠી ઠરી
પંથ કાપતી ગાડી જતી ત્યાં બે ફીકર વીણા હતી
અંધકારતો વધતો જતો તેથી નજર પથની હતી —૫૬

કંઈ વારે ગાડી આવી ભર જંગલે ઉભી રહી
ઉતરી વીણા જુવે તહાં તો બાગને દીઠા નહિ
ગાડી વળી પાછી ગઇ વિણા રહી અહિં એકલી
સમજી કપટ આતો થયું મનમાં ગઇ તેતો ઠરી —૫૭

બે વ્યક્તિઓ આવે નિકટ અંધકારમાં નજરે પડી
વિણા—કર સ્હાય ઓ તું ઈશ્વરા ? મનથી અરે તે બડબડી
બે વ્યક્તિઓ ત્યાં આવીને વિણા સહે વદતી ઉભી
અમીરજેલર—હે સુંદરી તું ઓળખી અમને ઘણી હુંતોડુબી—૫૮

અધીકારીને જેહર અમે અહિં છેતરી તું લાવીઆ
તુજ સંગ અહિંઆં આજતો મન ભોગ રમશું ભાવીઆ
ર્તા—કહી એમ ઝાલી કર થકી વિણા રડે બે ફાટછે
તેવે સમે કંઈ કંઇ દુરે પગરવ સુણ્યો ત્યાં આવતો -૫૯
દુષ્ટો સુણી વિસ્મય થયા ખાંધે કરી વીણા ગયા
તે ધાડ પાડુઓ હતા દુષ્ટો તણી કેડે થયા
વિણા સહે એ દૃષ્ટને પકડી લીધા જાતાં વળી
સામા થતાં તે બેઉની ઘાતો વળી જાતાં કરી -૬૦
વિણા હવે રહી એકલી તેને લઈ ચાલી ગયા
સુંદર મળ્યો આ ભક્ષ તો તેથી ઘણુ રાજી થયા
રવી ઉગતા સણગાર સહુ તનથી વિણા છીનવી લીધા
કરવું હવે શું તેહના કરતાં વિચારો તે ઉભા -૬૧
વીણા—[illegible] હીંમત ધરી ઓ ભાઇ ! તમ ધંધો જુદો
પકડાઇ જશો નિશ્ચય તમે રાખશો નો મારો મુદો
કોમર શરીર છે માહારૂ તમ જંગલે રહવું સદા
રૂપ માહારૂ જોઇ વળી કોઇ રાખશે તમપર અદા -૬૨
માટે મુને વેચી તમે લઇ દામ લ્યોને રોકડા
ર્તા-વિચાર આ સઉનો ક્ર્યો વેણા સુણીને આવડાં
એ વેશ બદલી લઇ વીણા આવ્યા વળી તે શહેરમાં
ગુણકા ગૃહે વેચી વીણા લઈ દામ ચાહ્યા લહેરમાં-૬૩

ગુણુકા મને મોહીત થઈ આ સુંદરીને જોઇને
ઘરબ્હાર ના દેતી જવા લલચાવતી નર કોઈને
ગુણુકા—કુકર્મ કરવા કરગરી ગુણુકા વળી કહેતી હતી
વિણુા—ત્રણ માસનું મગુ માહારે વિણુા વળી કહેતી હતી—૬૪
કર્તા—છટકી જવાનો લાગ કંઇ વિણુા વળી શોધે જતી
ગુણુકા બની અટલ હવે છુટી જરા મુકતી નથી
ગુણુકા—ગુણુકા હવે વિચારતી મુજ ખર્ચ મિથ્યા જાયશું
રંડા મુને ગઈ છેતરી ભીખારી કરીને જાય શું —૬૫
છે એકલી તેનો કોઇ ના મારા વિના તેને અહિં
બળથી હવે ધધા મહીં જોડુ હવે છોડુ નાહીં
કર્તા—વિચાર એવો તો કરી એક યારને જઇને સાટવ્યુ
ગુણુકા—નિશા સમે તું આવજે તેને જઇ પોતે કહ્યું —૬૬
કર્તા—નિશા પડી કરી રોશની સમજાવવા વિણુા ખરે
ગુણુકા—તુ માન મુગ્ધા માહારૂ શાને રોસાઇ તુ ખરે
નિત્યે નવા જ આવતા તે યારને રીઝાવવા
તે આપણું છે કર્મ આજે શુ પડે સમજાવવા —૬૭
વિણુા—વિણુા વદી ગુણુકા હવે મુજ પાલ ના પડતી બધુ
હું કર્મ તારૂ જાણુતી જોતી વળી બેઠી બધુ
તુજ દેહને અડવા થકી અસ્પૃશ્ય પણુ અભડાય છે
તુજ કર્મ એવું છે કુડુ રંડા કંઇ શરમાય છે —૬૮

ન્યા—ગુણકા હવે ત્યાંથી ઉઠી વિવાદ મોકળ્યા જાણીને
પરભારી જઇને યારને બોલાવી લાવી તાણીને
વિણા તણા આ વાસમાં એ યારને તો મોકલ્યો
એ યારનો પણ કાળતો આવી અહિં બાજે મળ્યો—૬૯
સાંકળ દીધી અંદર તણી વળી બહાર તાળું દઇ દીધું
વિણા ગઇ ચેતી હવે ઝટ ફેરવી પાસું દીધું
ન્યા—કપટે વદી વીણા તહાં આવો છબીલા છેલ આ
લાવો સરાબો અવનવાં કરીએ અનેરી સહેલ તો—૭૦
મનાં—શીશા વળી સરાબના દાસી મુકી ગઇ ક્યારના
પ્યાલી ભરીને યારને પાઇ દીધા કૈ વારના
નિશો ચઢયો ને ભાન થઇ એ યાર અવનીતો પડયો
પાસે હતુ ચપ્પુ વિણા કંઇ ઘાટ તેથી તો ઘડયો—૭૧
વળી બાંધી તેની ગાંસડી બારી થકી ફેંકી દીધો
રવી ઉગીયો છે ત્યાં સુધી પોલીસ પત્તો લીધો
અધીકારીઓ ગણીકા ગૃહે રવી ઉગતાં આવીઆ
તોયે હજુ વિણા તણા આવાસતો નવ ઉઘડયા —૭૨
બહારથી પોકારના અધીકારીઓ પુર જોશથી
વિણા—વિણા વદે અંદર થકી એ ખુન મારા હાથથી
પણ બારણું ખોલું નહી રાજા અહિં આવે નહી
સત્વર થકી બોલાવજો રાજા હવે આવે અહિં —૭૩

કતા—અનુચર જતાં રાજા વળી આવી પહોંચ્યા ત્યાંયતો
ઝટ બારણું ખોલી દીધુ રાજન પધાર્યા ત્યાંયતો
વિણા મહીથી નીકળી રાજન થયા વિસ્મય બહુ
રાજા—નિરખી વદયા ઓ દીકરી શું બન્યું તે કહે સહુ —૭
તુજને હતો હું ખોળતો કો દુષ્ટ તુજને લઇ ગયા
તું નામ દે એ તેહનું તજીને હવે અંતર દયા
વિણા—પીતા વીતી મુજ શીર તે લાંબી કથા તે છે બહુ
ચાલો હવે મુજ માતને મળી મળીને કહું ત્યાંતોસહુ—૮
કર્તા—રાજા અતિશય મોદમાં વિણા લઇ ચાલ્યા ગયા
ગુણકા તણા બુરા હવાલો તે પછીથી થઈ ગયા
નીજ પાપ પશ્ચાતાપથી તેને વળી મુકિત મળી
ગુણકા થઇ સંન્યાસીની બ્રહ્મજ્ઞાનમાં તે ગઇ ગળી—૯
પ્રીય પાઠકો આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશું અધુરી પુરી છઠા ભાગમાં નવી નોકજે
કહે દાસ જોઇતા રામ તો અતિ રસ ભરી વાતોવળી
તે વાંચશો તો જાણસો વાતો બધી જ્ઞાને ભરી —૯

---

આ પુસ્તક અમદાવાદમાં રીચીરોડ બાલા હનમાન લીમ
પોળ પાસે આવેલા “ આનંદ સાગર ” પ્રીન્ટીંગ પ્રેસમાં
હરિશંકર ખુશાલરામ યાજ્ઞિક (રાધનપુરવાળા)એ છાપી.

વરઘેલી વીણાના પ્રખ્યાત લેખકની રસીક

કલમથી લખાયલુ

વડોદરા રાજમાં ઈનામ લાઇબ્રેરી માટે

મંજુર થએલુ ઉત્તમ પુસ્તક

## કાવ્ય—સાહિત્ય અને વિનોદ

કીંમતમાં મોટો વટાડો ફક્ત રૂ. ૧)

નીતિ હાસ્ય અને સુબોધ આપનાર સત્વર મંગાવો—

મળવાનુ ઠેકાણુ

જોઈતાભાઈ ભગવાનદાસ કઠલાલકર

પો—કઠલાલ વાયા નડીઆદ.

મુ. ખારશીદા ( અનારા ).

# તૈયાર છે ઉત્તમ પુસ્તકો:

## સસ્તા ભાવ.

| | રૂ. આ. પા. |
|---|---|
| મુંબાઇની શેઠાણી ભાગ ૧ થી ૬ ... .... | ૦–૬–૦ |
| સોળ વરસની સતી ભાગ ૧ થી ૮ ... .... | ૦–૬–૦ |
| વરઘેલી વીણા યાને પ્રેમી કે પાગલ ભાગ ૧ થી ૬ | ૦–૭–૦ |
| ડાહ્યો કે દીવાનો યાને મુરખ કે પંડીત .... | ૦–૩–૦ |
| કલીયુગનાં કૌતક યાને પોલમપોલ દુનીઆ .... | ૦–૧–૦ |
| સમયનો સીતારો યાને વખત તેવાં વાજાં .... | ૦–૧–૦ |
| ફેશનેબલ જમાનો યાને ડુબતી નૌકા .... .... | ૦–૧–૦ |
| ચહાદેવીની ચઢાઇ ભાગ ૧–૨ ... .... | ૦–૨–૦ |
| વર્તમાન કાળનો ઇન્સપેકટર .... .... | ૦–૧–૦ |
| જસમા ઓડણ અને સતી સાવીત્રી ( ગરબો ) | ૦–૧–૦ |
| રાષ્ટ્રીય લગન ગીત ... .... .... | ૦–૧–૦ |
| સંગીત શશીકળા ( સચીત્ર વાર્તા ) .... .... | ૦–૬–૦ |
| લાલ દીવો ( સચીત્ર વાર્તા ) .... .... .... | ૦–૬–૦ |
| ગામડીઓ ગમાર ભાગ ૧–૪ .... .... | ૦–૮–૦ |
| હીન્દ–કીર્તન ( સુંદર પાંચ ફોટા સાથે ) .... | ૦–૬–૦ |

એ શીવાય તમામ જાતનાં પુસ્તકો સસ્તા ભાવથી વેચનાર.

બુકસેલર–જદુલાલ નારણદાસ ચોકસી,

મુ. નડીઆદ.

